રાજા, શિવ, વિષ્ણુ, જીનેન્દ્ર ભગવાન.

**परमेष्ठ** पु. ( परमे चिदाकाशे सत्यलोके वा तिष्ठति स्था+क अलु. स. ) ચતુર્મુખ બ્રહ્મા.

**परमेष्ठिन्** पु ( परमे व्योम्नि चिदाकाशे ब्रह्मपदे वा तिष्ठति इति अलु. स. ) જૈનતીર્થંકર, બ્રહ્મા, શાલગ્રામની મૂર્તિ, આજમીઢરાજાનો પુત્ર, મહાદેવ, ગુરુ વિશેષ.

**परमेष्ठिनी** स्त्री. ( परमेष्ठिन्+ङीप् ) બ્રાહ્મી વનસ્પતિ.

**परम्पर** पु ( परं विपत्तिं, पृ+अच् अलु. स. ) મૃગ–હરણવિશેષ, વધ, નાશ, અનુક્રમ, અન્વય, છોકરાના છોકરાનો છોકરો.

**परम्पर** त्रि. ( ,, ,, ) એકજ વંશમાં એકથી બીજાની પાસે આવેલું.

**परम्परा** स्त्री. ( परम् अतिशयेन पृणाति पृ+अच्+टाप् ) વંશ, સંતતિ, અવિછિન્નધારા, અનુક્રમ.

**परम्पराक** न. ( परम्परया कायते प्रकाशते कै+क यद्वा परम् अतिशयेन परा श्रेष्ठा परम्परा तया धारया आकः हिंसनं यत्र, अक्+घञ् ) યજ્ઞ માટે પશુનો વધ.

**परम्परीण** त्रि. ( परम्परया आगतः ख ) પરંપરાથી એકથી બીજા પાસે આવેલ.

**परयुग** पु. ( परश्चासौ युगश्च ) પાછળ આવનાર યુગ, ઉત્તમ યુગ.

**परस** पु. ( पृ+स. अक ) ભાંગરો, કેશરાજ.

**परस्त** त्रि. ( परस्य रूपमिव रूपमस्य ) પછીના જેવા રૂપવાળું, પરની સમાન રૂપવાળું.

**परस्प** न. ( ,, ,, ) પછીના જેવું સ્વરૂપ.

**परलोक** पु. ( परश्चासौ लोकश्च ) સ્વર્ગ વિગેરે ઉત્તમ લોક.

[illegible]

[illegible]

**परलोकगत** त्रि. ( परलोकं गतः [illegible] ) પરલોકમાં ગયેલ, મરણ પામેલ.

**परलोकगमन** पु. ( [illegible] ) [illegible]

**परधन्** त्रि. ( [illegible] ) [illegible]

**परवान्** [illegible]

બીજા સરખું સ્વોત્તરવર્ગી સરખું.

**परवत्ता** स्त्री. ( परवतो भावः तल्+टाप् ) પરતંત્રપણું, પરાધીનપણું.

**परवत्त्व** न. ( परवतो भावः त्व ) ઉપરનો અર્થ.

**परवश** त्रि. ( परस्य वशः आयत्तता यत्र ) પરતંત્ર, પરાધીન.

"सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखं
एतद्विद्यात्समासेन लक्षणं सुखदुःखयोः।।"

**परवशता** स्त्री. ( परवशस्य भावः तल्+टाप् ) પરતંત્રપણું, પરાધીનતા.

**परवशत्व** न. ( परवशस्य भावः त्व ) ઉપરનો અર્થ.

**परवाच्य** त्रि. ( परं वाच्यं यस्य ) ઠપકો આપવા યોગ્ય, દૂષણ આપવા લાયક.

**परवाच्य** न. ( परस्य तत् वाच्यम् ) દોષ, દૂષણ, ઠપકો.

**परवाणि** पु. ( परं वाणयति, वण्+णिच्+इन् ) ધર્માધ્યક્ષ, વર્ષ.

**परवाणि** पु. ( परं शत्रुं सर्वं वाणयति वण्+णिच्+इन् ) મોર પક્ષી–જે કાર્તિક સ્વામીનું વાહન છે.

**परवाद** पु. ( परस्य वादः ) પારકાનો વાદ, શત્રુનું વાક્ય.

**परवाद** पु. ( परश्चासौ वादश्च ) ઉત્તર વાદ.

**परवादिन्** पु. ( परश्चासौ वादी च ) ઉત્તરવાદી, પ્રતિવાદી, પ્રત્યર્થી.

**परव्रत** पु. ( परं व्रतमस्य ) ધૃતરાષ્ટ્ર.

**परश** न. ( स्पृशन्ति [illegible] ) સ્પર્શમણિ–જેના અડકવાથી ગમે તે ધાતુ સુવર્ણ થાય છે તે પારસમણિ.

**परशव्य** त्रि. ( परशवे हितम् परशु+यत् ) [illegible] [illegible], ફરસી લાયક, કુહાડીના હિતનું.

**परशु** पु ( परान्, शृणाति, [illegible] ) ફરસી, કુહાડો.

**परशुधर** पु. ( [illegible] ) [illegible], પરશુરામ.

**परशुधर** त्रि. ( [illegible] ) [illegible], ફરસી [illegible].

**परशुमुद्रा** स्त्री. [illegible]

**परमगव** पु. ( परमश्चासौ गौश्च समासान्तो अट् ) શ્રેષ્ઠ બળદ.

**पदमगवी** स्त्री. ( ,, ,, ङीप् ) ઉત્તમ ગાય.

**परमत** न. ( परस्य मतम् ) બીજાનો મત, પારકો અભિપ્રાય, શત્રુનો મત.

**परमपद** न. ( पद्यते ज्ञानिभिः प्राप्यते पदम्, परमं पदम् ) શ્રેષ્ઠ સ્થાન, ઉત્તમ પદવી–હોદ્દો, મુક્તિ કે મોક્ષ.

**परमपुरुष** पु ( परमश्चासौ पुरुषश्च ) પરમેશ્વર, પરમાત્મા.

**परमपूरुष** पु. ( ,, ,, ) ઉપરનો અર્થ.

**परमब्रह्मन्** न. ( परमं ब्रह्म ) પરમેશ્વર, નારાયણ.

**परमम्** अ. ( पर+मा+डमि ) અનુજ્ઞા અને સ્વીકાર બતાવનાર અવ્યય.

**परममहत्** त्रि. ( परमं सर्वोत्कृष्टं महत् ) સર્વ કરતાં મોટું, અત્યન્ત મોટું.

**परमराज** पु. ( परमश्चासौ राजा च ) મહારાજા, મોટો રાજા.

**परमर्षि** पु. ( परमश्चासौ ऋषिश्च ) મોટા ઋષિમુનિઓ, મહર્ષિ વેદવ્યાસ વિગેરે ઋષિ.

**परमर्मज्ञ** त्रि. ( परस्य मर्म जानाति ) પારકાનું મર્મ જાણનાર, શત્રુનું મર્મ સમજનાર.

**परमस्वधर्मन्** त्रि. ( परमः स्वधर्मो यस्य ) પોતાના ધર્મમાં અતિશય આશક્ત.

**परमहंस** पु ( परमः श्रेष्ठः हंस आत्मा यस्य ) સંન્યાસીની એક જાત–કોટી.

कुटीचको बहूदकः हंसश्चैव तृतीयकः
चतुर्थः परमो हंसो यो यः पश्चात् स उत्तमः

**परमहंस** पु. ( परमश्चासौ हंसश्च ) પરમાત્મા, પરમાત્મા પ્રતિપાદક ઉપનિષદ્વિશેષ.

**परमागति** स्त्री. ( परमा श्रेष्ठा गतिः ) મોક્ષ–મુક્તિ.

**परमाङ्गना** स्त्री. ( परमा चासौ अङ्गना च ) ઉત્તમ સ્ત્રી. સ્ત્રીઓમાં પ્રશંસનીય સ્ત્રી.

**परमाणु** पु. ( परमः सर्वचरमकः अणुः ) એકના બે ભાગ ન થાય તેવો નાનામાં નાનો ભાગ, વૈશેષિકશાસ્ત્ર પ્રસિદ્ધ–પૃથ્વી, પાણી, તેજ અને વાયુનો સૂક્ષ્માંશ, એક જાતનું સમયનું માપ–અતિસૂક્ષ્મકાળનું માપ.

**परमाणुता** स्त्री. ( परमाणोः भावः तल् टाप् ) પરમાણુંપણું, અતિસૂક્ષ્મપણું.

**परमाणुत्व** न. ( परमाणोः भावः ) ઉપરનો અર્થ.

**परमाण्वङ्गक** पु. ( परमाणुरङ्गं यस्य कप् ) જીનદેવ, વિષ્ણુ, પરમેશ્વર.

**परमात्मन्** पु. ( परमश्चासौ आत्मा च ) પરમેશ્વર.

**परमाद्वैत** पु. (परममद्वैतं यत्र) પરમેશ્વર–સર્વભેદરહિત પરમાત્મા.

**परमाद्वैत** न. ( परमं अद्वैतं ) ઉત્તમ અદ્વૈત, સર્વોત્કૃષ્ટ ઐક્ય.

**परमानन्द** न. ( परमः सर्वोत्कृटः आनन्दः ) સઘળા આનન્દથી ઉત્કૃષ્ટ આનન્દ, અનન્દયુક્ત પરમાત્મા, મોક્ષ.

**परमान्न** न. ( परमं च तदन्नं च ) દૂધપાક, શ્રેષ્ઠ અન્ન.

**परमापक्रमज्या** स्त्री. (परमा अपक्रमज्या) સૂર્ય વગેરેની પરમક્રાન્તિ.

**परमापूर्व** न. ( परमं च तत् अपूर्वं च ) સ્વર્ગાદિ ફળનું સાધન એક અપૂર્વ પુણ્ય.

**परमामुद्रा** स्त्री. ત્રિપુરા દેવીની પૂજાનાં અંગરૂપ એક મુદ્રા.

**परमायुष** पु. ( परमं आयुर्यस्य पृषो. वा. अच् स. ) "असनवृक्ष" હીરાદખ્ખણ–બીયો નામે ઝાડ.

**परमायुस्** न. ( परमं आयुः ) પુષ્કળ આયુષ, દીર્ઘ-જીવન.

**परमार्थ** पु. ( परमश्चासौ अर्थश्च ) ઉત્કૃષ્ટ વસ્તુ, યથાર્થ, ખરૂં, સત્ય.

**परमार्थवित्** पु ( परमार्थं वेत्ति क्विप् ) સત્ય જાણનાર.

**परमार्हत** पु. ( परमः अर्हन् उपास्यतया अस्त्यस्य अच् ) તે નામના એક જૈન રાજર્ષિ.

**परमार्हत** त्रि. શુદ્ધ જૈન.

**परमावधि** पु. ( परमश्चासौ अवधिश्च ) છેવટની અવધિ છેલ્લી હદ.

**परमीकरणमुद्रा** स्त्री દેવતાને બોલાવવાના એક અંગરૂપ મુદ્રા.

**परमृत्यु** पु. ( परस्मात् मृत्युरस्य ) કાગડો.

**परमेश** पु ( परमश्चासौ ईशश्च ) પરમેશ્વર.

**परमेश्वर** पु. ( ,, ईश्वरश्च ) પરમેશ્વર, જગત્ સૃષ્ટિ વગેરેનો કરનાર, સગુણ ત્રિમૂર્તિક બ્રહ્મ, ચક્રવર્તી

વનસ્પતિ, અંધાડી

**पराक्रम** पु. (पराक्रम्यतेऽनेन, परा+क्रम्+करणे घञ् न वृद्धिः) બળ, જોર, સામર્થ્ય શરીરની શક્તિ.

**पराक्रमवत्** त्रि. (पराक्रम+मतुप्) પરાક્રમવાળું.

**पराक्रमस्थान** न. (पराक्रमस्य स्थानम्) લગ્નથી ત્રીજું સ્થાન, જ્યોતિષમત પ્રમાણે જન્મ કુંડલીનું ત્રીજુંસ્થાન.

**पराक्रमिन्** त्रि. (परा+क्रम्+णिनि) પરાક્રમવાળું, બળવાળું, શક્તિવાળું.

**पराक्रान्तृ** त्रि. (,, ,,+तृच्) પરાક્રમ કરનાર, બળ કરનાર, શક્તિ બતાવનાર.

**पराग** पु. (परा गच्छति, परा+गम्+ड) ધૂળ–રજ, ફૂલની બારીક રજ, કુંકુમ વિગેરે વિલેપન ચૂર્ણ, સૂર્યગ્રહણ, ચન્દ્રગ્રહણ, સ્વચ્છન્દ ગમન, ચન્દન.

**परागत** त्रि. (परा+गम्+क्त) ફુલેલું, પ્રફુલ, ફેલાયેલું, પાછું ગયેલ.

**पराङ्ग** न. (परस्य अङ्गम्) બીજાનું અંગ, પારકું અંગ, શ્રેષ્ઠ અંગ.

**पराङ्गद** पु. (परं अङ्गं काशीमृत्यौ शिवत्वं ददाति दा+क) શિવ–મહાદેવ.

**पराङ्गद** त्रि. (परं उत्कृष्टं अङ्गदं यस्य) ઉત્તમ બાજુ બંધવાળું.

**पराङ्गव** पु. (पराङ्गं जलवृद्ध्या प्रचुरशरीरं वाति प्राप्नोति, वा+क) સમુદ્ર.

**पराङ्मुख** त्रि. (पराक् मुखं यस्य) વિમુખ, ક્રિયા વગેરેમાં અવળું ચાલનાર, કાર્યથી અટકેલ, સમાપ્ત કાર્યવાળું.

**पराङ्मुख** पु. તન્ત્રસારમાં કહેલ મન્ત્ર વિશેષ.

**पराङ्मुखता** स्त्री. (पराङ्मुखस्य भावः तल्+टाप्) અવળચંડાઈ, પરાઙ્મુખપણું.

**पराङ्मुखत्व** न. ( ,, भावः) ઉપરનો અર્થ.

**पराच्** त्रि. (परा–अञ्चति अञ्च्+क्विप्) અવળું જનાર, ઊંચે જનાર, પરગામિ, પ્રત્યગ્રૂપાત્માથી ભિન્ન. "पराञ्चि खानि व्यतृणत्स्वयंभूः तस्मात् पराङ् पश्यति नान्तरात्मन्" श्रुतिः

**पराच्** पु. ( ) પરમાત્મા.

**पराञ्चित** त्रि. (परेण अञ्चितः) બીજાથી પોષણ પામેલ, બીજાએ પોષેલું.

**पराचित** पु. ( ,, ,, ) કોયલ પક્ષી.

**पराचिती** स्त्री. (पराचित+स्त्रियां जाति. ङीष्) કોયલ માદા.

**पराची** स्त्री. (परा+अञ्च्+क्विप्+ङीप्) અવળી નહિ આવર્તેલી ઋચા, પરિવર્તિની વિષ્ટુતિ.

**पराचीन** त्रि. (पराचि भवः ख) ઉત્તર કાલમાં હોનાર, पराङ्मुख શબ્દ જુઓ.

**पराचैस्** अव्य. (परा+चि+डैसि) દૂર.

**पराजय** पु. (परा+जि+अच्) હારી જવું, હારવું, પરાભવ.

**पराजित** त्रि. (परा+जि+कर्मणि क्त) પરાભવ કરેલું.

**पराञ्ज** पु. (परान् अनक्ति, अञ्ज् व्याप्तौ+अच्) તેલ કાઢવાનું યંત્ર, ફીણ, છરીનું પાનું.

**पराञ्जन** न. (परतोऽज्यते अञ्ज् व्याप्तौ+ल्युट्) ઉપરનો અર્થ.

**पराण्** त्रि. (परा+अन्+विच् उपसर्गस्थनिमित्तेन णत्वम्) પ્રાણવાળું, જીવતું, જીવનવાળું.

**पराणसा** स्त्री. દવા કરવી, ચિકિત્સા.

**परात्पर** पु. (परस्मात् परः अलुक् स.) ઉત્તમ ગુરુ, પરમેશ્વર.

**परात्पर** त्रि. ( ,, ,, ) ઉત્તમોત્તમ, બહુ શ્રેષ્ઠ.

**परात्प्रिय** पु. (परेणाद्यते, अद्+भावे क्विप्, तत्र परस्यादने प्रियम्) એક જાતનું ઘાસ.

**परातमन्** पु. (परश्चासौ आत्मा च) પરમેશ્વર.

**परात्मन्** पु. (परस्य आत्मा) પારકો આત્મા, બીજાનો આત્મા.

**परादन** पु. (परमुत्कृष्टमदनं यस्य) આરબી ઘોડો.

**परादनी** स्त्री. ( ,, यस्याः स्त्रियां ङीप्) અરબસ્તાની ઘોડી.

**परादान** न. (परस्मै आदानं सम्यक् दानम्) પરોપકાર માટેનું શ્રેષ્ઠ દાન.

**पराधि** पु (परस्य आधिः) બીજાની પીડા, પારકી માનસિક પીડા.

**पराधि** पु. (परोऽधिकः आधिः) અત્યન્ત મનની પીડા, બહુ મનનું દુઃખ.

**पराधिकार** पु. (परस्य अधिकारः) બીજાનો અધિ-

**परशुराम** पु. (परशुना कुठाराख्यशस्त्रेण रामः रमणं यस्य) જમદગ્નિનો પુત્ર પરશુરામ, વિષ્ણુનો છઠ્ઠો અંશાવતાર.

**परशुवन** न. (परशुवन् पत्रयुक्तं वनम्) તે નામનું એક નરક.

**परश्वध** पु. (पर+श्वि "अन्येभ्योऽपीति" डः परश्वं दधाति धा+क) કુહાડો, ફરશી.

**परश्वधायुध** त्रि. (परश्वधः आयुधं यस्य) ફરશી જેનું હથિયાર હોય તે.

**परश्वस्** अ. (परःश्वस् पृषो०) આવતો પરમ દિવસ.

**परस्** अव्य. (पर+पञ्चम्याद्यर्थे वा. असि) પશ્ચિમથી, પશ્ચિમે, પશ્ચિમ.

**परसंगत** त्रि. (परेण संगतः) પારકા સાથે મળેલું, શત્રુ જોડે મળેલું, બીજા જોડે સંબન્ધ થયેલું.

**परसंज्ञक** पु. (परा श्रेष्ठा संज्ञाऽस्य कप्) દેહથી ભિન્ન આત્મા.

**परसंवन्ध** पु. (परेण संवन्धः) પારકાનો સંબન્ધ, બીજા સાથે સંસર્ગ.

**परसंवन्धिन्** त्रि. (परसंवन्ध+अस्त्यर्थे णिनि) બીજાના સમ્બન્ધવાળું.

**परसवर्ण** पु. (समानो वर्णः सवर्णः, परेण सवर्णः) પછીના અક્ષરનો સજાતીય અક્ષર.

**परसवर्ग** त्रि. (परः सवर्णो यस्य) બીજાની જાતનું, પારકા સમાન.

**परसात्** अव्य. (पर+साति) પારકાને આધીન, બીજાને આધીન.

**परस्तर** त्रि. (तरस्तरणीयः, परः सातिशयमुत्कृष्टं तरः) અતિશય તરવા યોગ્ય.

**परस्तात्** अव्य. (परस्मादिति, पर+पञ्चम्याद्यर्थे अस्ताति) પછી, પાછળથી, પશ્ચિમથી, પશ્ચિમે, અનન્તર.

**परस्त्री** स्त्री. (परस्य स्त्री) પારકી સ્ત્રી, બીજાની બૈરી.

**परस्पर** त्रि. ("सर्वनाम्नो द्वे वाच्ये समासवच्च बहुलम्" द्वित्वं 'समासवदिति पूर्वपदस् [illegible] पर, विसर्गस्य सत्त्वम्) અન્યોન્ય, માંહે [illegible]

"परस्परां विस्मयवन्ति लक्ष्मीम् [illegible]

**परस्परज्ञ** त्रि. (परस्परं ज्ञा [illegible] જાણનાર, મિત્ર, દોસ્તદાર, માંહોમાંહે જાણનાર.

**परस्परानुमति** स्त्री. (परस्परस्य अनुमतिः) એક બીજાની કબુલાત. એકબીજાની સંમતિ.

**परस्पराम्** अव्य. (परस्पर+आम्) એકબીજાને, અન્યોન્ય, પરસ્પર.

**परस्परोपकार** पु. (परस्परस्य उपकारः) અન્યોન્ય ઉપકાર, પરસ્પરનો ઉપકાર.

**परस्परोपकारिन्** त्रि. (परस्परोपकारोऽस्त्यस्य इनि) અન્યોન્ય ઉપકાર કરનાર.

**परस्मैपद** न. (परस्मै परार्थे परबोधकं पदम् अलुक् स.) વ્યાકરણ પ્રસિદ્ધ ધાતુના પ્રત્યયોની એક સંજ્ઞા.

**परस्मैभाषा** स्त्री (परस्मै परोद्देशार्थफलका भाषा अलु. स.) ઉપરનો અર્થ.

**परस्व** न. (परस्य स्वम्) પરાઇ દોલત, પારકી સંપતિ, બીજાનું ધન.

**परस्वध** पु. (परश्वध निपातनात् सत्वम्) ફરશી, કુહાડી

**परहित** त्रि. (परं श्रेष्ठं हितं यस्य) શ્રેષ્ઠ હિતવાળું.

**परहित** न. (परस्य हितं) બીજાનું હિત, પારકાનું મંગલ.

**परहितकर** त्रि. ( ,, हितम् करोति कृ+अच्) અન્યનું ભલું કરનાર, બીજાનું હિત કરનાર.

**परा** अव्य. (पृ+आ) પ્રધાનપણું, મુખ્યત્વ, શ્રેષ્ઠપણું, પ્રતિકૂલપણું, અવળચંડાપણું, ઘર્ષણ, પરાભવ, સન્મુખપણું, ત્યાગ, પરાક્રમ, અત્યન્ત, ગમન, ગતિ, તિરસ્કાર, ભંગ, અનાવૃત્તિ બતાવનાર ઉપસર્ગ.

**परा** स्त्री. (पृ+अच् ततः टाप्) વાંજણી કંકોડી વનસ્પતિ, એક પ્રકારની વાણી, બ્રહ્મવિદ્યા, ગંગા, ગાયત્રી.

**पराक** पु. (परं अत्यन्तं अकं दुःखं उपवासादिजन्य–देहक्लेशो यत्र यस्माद् वा) પ્રાયશ્ચિતરૂપ એક વ્રત વિશેષ, તલવાર, એક જાતનો રોગ, એક જાતનો જન્તુ.

"द्वादशाहोपवासेन पराकः सर्वपापहा" गरुडपु०

**पराकाश** पु. વાણીથી અતિજ્ઞા કરી કર્મથી નહિ કરેલ કોઇ વિષયની પરીક્ષા.

**पराके** अव्य. (परा+अक+वा. के) દૂર–છેટે.

**पराक्पुष्पी** स्त्री. (पराक् पुष्पं यस्याः ङीप्) અઘાડો

કાર, પરાયો અધિકાર, બીજાનો હક્ક.

**पराधीन** त्रि. ( परस्य अधीनः ) બીજાને આધીન, પરતંત્ર.

**पराधीनता** स्त्री. ( पराधीनस्य भावः तल्+टाप् ) પરાધીનપણું, પરવશપણું પરતંત્રપણું.

**पराधीनत्व** न. ( पराधीनस्य भावः त्व ) ઉપરનો અર્થ.

**परानसा** स्त्री. ( पराणित्यनया, परा+अन+करणे वा. अस +टाप् ) ઔષધકરવું, દવા કરવી.

**परान्तक** पु. ( परः श्रेष्ठः अन्तकः ) મહાદેવ, શિવ, સર્વ નાશકરનાર.

**परान्तकाल** पु. ( परः संसारोत्तरं अन्तकालः ) સંસારના પ્રલય વખતે મુમુક્ષુઓની વિદેહમુક્તિ.

**परान्तिका** स्त्री. (  ) ગીતિ રૂપ એક માત્રા વૃત્ત છન્દ.

**परान्न** न. ( परस्य अन्नम् ) બીજાનું અન્ન, પરાયું અન્ન, બીજાએ પકાવેલું અનાજ.

**परान्न** त्रि. ( परान्नं नित्यमस्त्यस्य अच् ) બીજાના અન્ન ઉપર જીવનાર, પારકું અન્ન ખાઇ જીવનાર, નોકર. परान्नं परवासश्च नित्यं धर्मरतस्त्यजेत्" स्मृतिः

**परान्वय** पु. ( परा अन्वयः यस्य ) વાયુ, પવન.

**पराप** त्रि. ( परागता आपो यस्मात्, अच् समा० वा अत ईत्त्वम् ) જે જગાથી પાણી પાછું આવ્યું હોય તે સ્થાન.

**परापतत्** त्रि. ( परापतति, पत्+शतृ ) પાછું આવતું, જલ્દી પાછું ફરતું.

**परावर** पु. ( परमाविपर्त्ति, आ+पृ+अच् ) દેવતારૂપે કોઇક ગુરૂ, પર, અપર.

**परापर** न. ( ,, ,, ) જાતિ પ્રકાર, જાતિ વિશેષ.

**परापुर्** स्त्री. ( परा स्थूला पूः समासान्तविधेरनित्यत्वात् न समासान्तः ) સ્થૂલ શરીર, જાડું શરીર.

**पराभव** पु. ( पराभूयते, परा+भू+भावे अप् ) તિરસ્કાર, પરાજય, હાર, વિનાશ, નાશ, અપમાન.

**पराभाव** पु. ( परा+भू+आर्षे अपं बाधित्वा क्वचित् घञ् ) ઉપરનો અર્થ.

**पराभिक्ष** पु. ( परमाभिक्षते, आ+भिक्ष्+अण् ) એક પ્રકારનો વાનપ્રસ્થ.

**पराभूत** त्रि. ( पराभूयते स्म, परा+भू+क्त ) તિરસ્કાર પામેલું, અપમાનિત થયેલું, હારેલું, પાડેલું, પરાજય પામેલું.

**पराभूति** स्त्री. ( परा+भू+क्तिन् ) पराभव શબ્દ જુઓ.

**परामर्श** पु. ( परामृश्यते, परा+मृश्+भावे घञ् ) યુક્તિ, વિવેચન, વિચાર, ન્યાય મત પ્રમાણે અનુમાનનું અંગભૂત એક જ્ઞાન.

"व्याप्तिविशिष्टपक्षधर्मता ज्ञानं"

स, च "व्याप्तस्य पक्षधर्म्मत्वधीः परामर्श उच्यते"

**परामर्ष** पु. ( परा+मृष्+घञ् ) સહન કરવું, ખમવું, ક્ષમા કરવી.

**परामृत** न. ( परममृतं वारि यस्मात् ) મેઘ વગેરેનું વર્ષવું.

**परामृष्ट** त्रि. ( परामृश्यते स्म, परा+मृश्+क्त ) સમ્બન્ધ પામેલું, જેની તુલના કરેલી છે તે, વિવેચન કરેલું, વિચાર કરેલું.

**परामृष्ट** पु. ( ,, ,, ) સાધ્યમાં વ્યાપ્ત હોઇ હેતુમાન રૂપે જણાયેલ પક્ષ.

**परायण** न. ( परमयनं णत्वम् ) અત્યન્ત આસક્તિ, ઉત્તમ આશ્રય.

**परायण** पु. ( परममुत्कृष्टं पुनरावृत्तिरहितं अयनं यस्य ) વિષ્ણુ.

"निष्ठा शान्तिः परायणः" विष्णु० स०

**परायण** त्रि. ( परं अयनं यस्य ) અત્યન્ત આસક્ત, તત્પર, પ્રિય, વહાલું, ઇચ્છેલું.

**परायति** स्त्री. ( परा+अय् गतौ+वा. अति ) ઉત્તમ ઉત્તરાવસ્થા, શ્રેષ્ટ અન્ત.

**परायति** त्रि. ( परा आयतिः यस्य ) ઉત્તમ ઉત્તર કાળવાળું, ઉત્તમપરિણામવાળું, પાછું જનાર; પરાધીન.

**परायत्त** त्रि. ( परस्य आयत्तम् ) પરાધીન, પરતંત્ર.

**परायत्तता** स्त्री. ( परायत्तस्य भावः तल्+टाप् ) પરાધીનપણું, તાબેદારપણું.

**परायत्तत्व** न. ( ,, भावः त्व ) ઉપરનો અર્થ.

**परारि** अव्य. ( पूर्वतर+अरि नि. परादेशश्च ) ગયેલું ત્રીજુ વર્ષ, પરાર.

**परारि** पु. ( परः अरिः ) કટ્ટો દુશ્મન, મહાન શત્રુ; અત્યન્ત શત્રુ.

**परास्त** त्रि. ( परास्यते स्म, परा+अस्+क्त ) દૂર કરેલું, ઉડાવી દીધેલું, પરાજય કરેલું.

**पराह** पु. ( परमुत्तरवर्ति अहः टच् समा. ) બીજો દિવસ.

**पराहत** त्रि. ( परा+हन्+कर्मणि क्त ) મારેલું, ઠોકેલું.

**पराह्ण** पु. ( परः परभागोऽह्नः टच् अह्नादेशः णत्वञ्च )દિવસ નો પાછલો પ્રહર, પાછલો ભાગ.

**परि** अव्य. (पृ+इन्) ચારે તરફ થવું, વ્યાપ્ત થવું, દોષ કહેવા, ભૂષણ, ભેટવું, છોડવું, ત્યાગ, મર્યાદા, આચ્છાદન, નાપસંદગી, ખેદ, શોક, રોગ, શેષ, બંધ થવું, વિરામ, ઉપરમ, સંતોષ સાથે બોલવું એવા અર્થોમાં વપરાય છે.

**परिंश** पु. ક્લેશ.

**परिकथा** स्त्री. ( परितः कथा ) ઇતિહાસ, કથા, આખ્યાયિકા.

**परिकम्प** पु. ( परिकम्पतेऽनेन, परि+कम्प्+करणे घञ् ) ભય, બીક.

**परिकम्प** पु. ( परि+कम्प्+भावे ,, ) કંપવું, હલાવવું, ચોતરફથી કમ્પ.

**परिकम्पिन्** त्रि. ( परिकम्प+अस्त्यर्थे इनि ) ભયભીત ચોતરફના કંપવાળું.

**परिकर** पु. ( परिकीर्य्यते, परि+कॄ विक्षेपे+अप्, यद्वा परिक्रियतेऽनेन कृ+घ पुंसि) પલંગ–ખાટલો, પરિવાર, સમારમ્ભ, સજ્જ થવું, કેડ બાંધવી તે, તૈયારી, વિવેક, સમૂહ.

**परिकर** त्रि. ( परि+कृ+अप् ) મદદ કરનાર, સહાય કરનાર, સહકારી.

**परिकर्त्तन** न. ( परितः कर्त्तनम् ) ચારે બાજુથી કાપવું, ચોતરફથી કાતરવું.

**परिकर्तिका** स्त्री. ( परितः कर्तिका) મલાશયમાં પીડા થાય છે તે.

**परिकर्तृ** पु. ( परिकरोति, परि+कृ+तृच् ) મોટોભાઈ પરણ્યો ન હોય તેના નાનાભાઈનો વિવાહ કરનાર યાજક–ગોર.

**परिकर्मन्** न. (परि+कृ+मनिन्) કેસર વિગેરે વડે શરીરને સુગન્ધીદાર કરવું, શરીરને શણગારવું, સ્વચ્છ કરવું, શુદ્ધ કરવું, ગણવું, શરૂ કરવું.

**परिकर्मन्** त्रि. (परितः कर्मास्य) સેવા કરનાર–ચાકર, દાસ.

**परिकर्माष्टक** न. ( परिकर्मणामष्टकम् ) સરવાળો, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર, વર્ગ, ઘન, વર્ગમૂલ, ઘનમૂળ, એ આઠ પ્રકારનું ગણિત.

**परिकर्मिन्** त्रि. ( परिकर्म कार्यतयाऽस्त्यस्य इनि ) પોતાના શરીરને શણગારનાર નોકર વિગેરે.

**परिकर्ष** पु. (परि+कृष्+भावे घञ् ) આકર્ષવું, ખેંચવું.

**परिकर्ष** अव्य. (कर्षस्य वर्जनं) ખેંચવાનો અભાવ.

**परिकलित** न. (परि+कल्+भावे क्त) જાણવું, વિચારવું.

**परिकलित** त्रि ( परि+कल्+क्त ) જાણેલું, વિચારેલું, પકડેલું.

**परिकलितिन्** त्रि. ( परिकलित+इनि ) વિચારનાર, જાણનાર, પકડનાર.

**परिकल्पन** न. ( परि+क्लृप्+ल्युट् ) કલ્પના, કલ્પવું, અન્ન વિગેરે આપી મદદ કરવાનું કામ કરવું, વહેં-

**परिकल्पना** स्त्री. ( परि+क्लृप्+युच्+टाप् ) ઉપરનો અર્થ.

**परिकल्पित** त्रि. ( ,, ,, कर्मणि क्त ) કલ્પેલું, વહેંચેલું, ઠરાવેલું.

**परिकाङ्क्षित** पु. ( परित्यक्तं काङ्क्षितं अभिलाषो येन ) તપશ્ચર્યા કરનાર પુરુષ, વૈરાગી, ઇચ્છા વિનાનો સાધુ.

**परिकीर्ण** त्रि. ( परि+कॄ+क्त ) ચારે બાજુ ફેલાયેલું, પ્રસરેલું, વિખરાયેલું.

**परिकीर्तन** न. ( परि+कॄत्+ल्युट् ) બોલવું, કહેવું, બડાઈ મારવી, જાહેર કરવું, વખાણવું.

**परिकीर्तित** त्रि. ( ,, ,, कर्मणि क्त ) કહેલું, વર્ણવેલું, વખાણેલું, જેનું કીર્તન કરેલ છે તે, જણાવેલું.

**परिकूट** न. ( परि सर्वतो भूषितं कूटम् ) નગરના દરવાજા આગળનો ઢાળ, ચઢવા ઉતરવાનો ઢાળ, हस्तिनख.

**परिकूल** न. ( परितः कूलम् ) બન્ને તરફનો કાંઠો.

**परिकृश** त्रि. ( परितः कृशः ) કૃશ–દુબળું થયેલું, સૂકાઈ ગયેલું, અત્યન્ત દુર્બળ.

**परिकेश** अव्य. ( केशस्योपरि ) કેશની ઉપરનો ભાગ.

**परिकोप** पु. ( परि+कुप्+घञ् न वृद्धिः ) અત્યન્ત કોપ.

**परिक्रम** पु. ( परि+क्रम्+भावे घञ् न वृद्धिः ) ચારે તરફ ભમવું, પ્રદક્ષિણા કરવી, અનુક્રમ, પરિપાટી.

**परिचक्ष्य** त्रि. ( ,, वर्जने+चक्ष्+ण्यत् न ख्यादेशः) વર્જવા યોગ્ય, ત્યાગ કરવા યોગ્ય.

**परिचतुर्दश** त्रि. ( परिहीनश्चतुर्दश यतः प्रा० ब० ड समा०) પંદરની સંખ્યાવાળું.

**परिचय** पु. ( परि+चि+अच् ) જાણેલાનું વારંવાર જાણવું, ઓળખાણ, અભ્યાસ, ચારે તરફથી એકઠું કરવું-વીણવું, પ્રણય પ્રેમ.

"न परिचयो मलिनात्मनां प्रधानम्" माघ०

**परिचयनीय** त्रि. (परि+चि+अनीयर्) ઓળખાણ કરવા લાયક, પરિચય કરવા યોગ્ય, એકઠું કરવા લાયક.

**परिचयवत्** त्रि. (परिचय+अस्त्यर्थे मतुप् मस्य वः) ઓળખીતું, પરિચીત.

**परिचर** त्रि. ( परितः चरति, चर्+ट ) સેવક, ચાકર.

**परिचर** पु. ( परितश्चरति, चर्+अच् ) શત્રુના પ્રહારથી રથની રક્ષા કરનારો પુરુષ, પ્રજા કે સામન્ત વગેરેમાં વ્યવસ્થા કરનારો એક રાજસેવક પુરુષ.

**परिचरण** न. ( परि+चर्+ल्युट् ) ચાકરી, સેવા.

**परिचर्या** स्त्री. ( परि+चर्+क्यप्+स्त्रियां टाप् ) ઉપરનો અર્થ.

**परिचर्यावत्** त्रि. ( परिचर्याऽस्त्यस्य मतुप् मस्य वः) જેની સેવા કરી હોય છે તે, સેવાવાળું, સેવ્ય.

**परिचाय्य** पु. (परिचीयते संक्रियतेऽसौ परि+चि+ण्यत्) યજ્ઞનો અગ્નિ.

**परिचार** पु. ( परि+चर्+भावे घञ् ) સેવા ચાકરી.

**परिचारक** त्रि. ( परि+चर्+ण्वुल् ) સેવક, નોકર.

**परिचारिक** त्रि. ( परिचारे प्रसृतः ठन् ) દાસ, સેવક, નોકર વિગેરે.

**परिचारिन्** त्रि. (परिचर+अस्त्यर्थे णिनि ) સેવા કરનાર, ચાકરી કરનાર.

**परिचार्य** त्रि. ( परि+चर्+ण्यत ) સેવા કરવા યોગ્ય, ચાકરી કરવા લાયક.

**परिचित्** त्रि. ( परि+चि+कर्मणि कर्तरि वा क्विप् तुक् च) ચારે તરફ સ્થાપેલ, વીણનાર, એકઠું કરનાર.

**परिचित** त्रि. ( परि+चि+कर्मणि क्त) પરિચયવાળું, ઓળખીતું.

**परिचिति** स्त्री. ( परि+चि+भावे क्तिन् ) પરિચય, ઓળખાણ.

**परिचुम्बन** न. ( परि+चुवि+भावे ल्युट् इदित्त्वान्नुम् ) સ્નેહથી ચુમ્બન કરવું, અર્ચા કરવી.

**परिचेतव्य** त्रि. ( परि+चि+तव्यच् ) પરિચય કરવા લાયક, ઓળખાણ કરવા યોગ્ય.

**परिचेय** त्रि. ( परि+चि+कर्मणि यत् ) ઉપર પ્રમાણે અર્થ.

**परिच्छद्** त्रि. (परिच्छादयति, परि+छद्+णिच्+क्विप् ह्रस्वश्च ) પરિવારવાળું, આચ્છાદન, ઢાંકણ, હાથી-રથ-ઘોડા અને પાયદળથી યુક્ત સેનાવાળું, વસ્ત્ર વિગેરે અલંકાર, ઉપકરણ.

"सेनापरिच्छदस्तस्य द्वयमेवार्थसाधनम्" रघु०

**परिच्छद** पु. ( परि+छद्+णिच्+घ ह्रस्वः ) પરિવાર, વસ્ત્ર વગેરે આભૂષણ, પાયદળ સેના, ઢાંકણ.

**परिच्छन्द** पु. ( परिच्छन्द्यतेऽनेन, छदि संवरणे+घञ् ) ખટલો, પરિવાર.

**परिच्छन्न** त्रि. (परि+छद्+कर्मणि कर्तरि वा क्त ) ઢાંકેલું, પરિવારવાળું, ચારે બાજુથી આચ્છાદન કરેલું.

**परिच्छित्ति** स्त्री. ( परि+छिद्+भावे क्तिन् ) અવધારણ, નિશ્ચય, નિરાણ કરવું, પૃથક્કરણ, परिच्छेद શબ્દ જુઓ.

**परिच्छिन्न** त्रि. ( परि+छिद्+कर्मणि कर्त्तरि वा क्त) છેદેલું, છેદનાર, કાપેલું, માપેલું, પરિમિત.

"परिच्छिन्नानेवं त्वयि परिणता बिभ्रति गिरम्"

महिम्न. स्तो०

**परिच्छेद** पु. ( परि+छिद्+भावे करणादौ च घञ्) અવધિ, સીમા, હદ, અવધારણ, નિશ્ચય, ગ્રંથનો અમુક સંધિ-વિભાગ, પરિણામ, માપ, ભાગ, અંશ, મર્યાદા.

"परिच्छेदातीतः सकलवचनानामविषयः<br>
पुनर्जन्मन्यस्मिन्ननुभवपथं यो न गतवान्<br>
विवेकः प्रध्वंसादुपचितमहामोहगहनो<br>
विकारः कोऽप्यन्तर्जडयति च तापं च कुरुते"

मालतीमाध०

**परिच्छेदन** न. ( परि+छिद्+ल्युट्) કાપવું, તોડવું, છેદવું, નિશ્ચય કરવો, માપવું, મર્યાદામાં રહેવું.

**परिच्छेद्य** त्रि. ( ,, ,, कर्मणि+ण्यत् ) નિશ્ચય કરવા

**परिगर्हण** न. ( परि+गर्ह्+भावे ल्युट् ) નિન્દવું, નિન્દા.

**परिगलित** त्रि. ( परि+गल्+कर्मणि क्त ) ગળેલ, પાતળું થયેલ, ટપકેલું, ખરેલું.

**परिगहन** न. ( परि+गह्+भावे ल्युट् न णत्वम् ) અત્યન્તઊંડું, અતિશય ગાઢ, બહુ દુર્ગમ, નહિ કળી શકાય તેવું.

**परिगूढ** त्रि. ( परि+गुह्+क्त ) અતિશય ગુપ્ત, બહુ છુપું.

**परिगूढक** त्रि. ( परिगूढ+चतुरर्थ्यां क ) અત્યન્ત ગુપ્તની પાસેનું.

**परिगृहीत** त्रि. ( परि+ग्रह्+कर्मणि क्त ) ગ્રહણ કરેલું, સ્વીકારેલું.

**परिगृहीति** स्त्री. ( परि+ग्रह्+क्तिन् दीर्घश्च ) ગ્રહણ, સ્વીકાર.

**परिगृहीतिन्** त्रि. ( परिगृहीत+अस्त्यर्थे इनि ) સ્વીકાર કરનાર, ગ્રહણ કરનાર.

**परिगृह्य** त्रि. ( परि सर्वतोभावेन गृह्यते, परि+ग्रह्+क्यप् ) ગ્રહણ કરવા યોગ્ય, સ્વીકારવા યોગ્ય.

**परिगृह्या** स्त्री. ( ,, ,, परि+ग्रह्+कर्मणि क्यप्+टाप् ) પરણેલી સ્ત્રી.

**परिग्रह** पु. ( परि+ग्रह्+अप् ) સ્વીકારવું, સ્વીકાર, ગ્રહણ, કરવું.

"नहि गणयति क्षुद्रो जन्तुः परिग्रहफल्गुताम् " नीति.

**परिग्रह** पु. ( परि+ग्रह्+भावे घ ) સૈન્યનો પાછલો ભાગ, પત્ની, સ્ત્રી, પરિજન, પરિવાર.

**परिग्रह** पु. ( परिग्रह्+कर्मणि घ ) મૂળ, સોગન્દ, શપથ.

**परिग्रह** पु. ( परितः ग्रहः ) રાહુથી સૂર્ય અને ચન્દ્રનું ગ્રહણ થાય છે તે, વિષ્ણુ, ચારે બાજુથી પકડ.

**परिग्रहता** स्त्री. ( परिग्रहस्य भावः तल् टाप् ) સ્ત્રીપણું. પરિવારપણું.

**परिग्रहत्व** न. ( ,, भावः ) ઉપરનો અર્થ.

**परिग्रहमय** त्रि. ( परिग्रह+मयट् ) પુષ્કળ નોકર ચાકર વાળું, ઘણી સ્ત્રીઓ વાળું, બહુપરિવાર વાળું,

**परिग्रहवत्** त्रि. ( परिग्रह+अस्त्यर्थे मतुप् ) નોકર ચાકરવાળું.

**परिग्रहवत्** पु. ( ,, मतुप् ) સ્ત્રીવાળો પુરુષ.

**परिग्रहिन्** त्रि. ( परिग्रह+अस्त्यर्थे इनि ) પરિવારવાળું, નોકર ચાકરવાળું.

**परिग्रहिन्** पु. ( ,, ,, ) સ્ત્રીવાળો પુરુષ.

**परिग्रहीतृ** पु. ( परि+ग्रह्+तृच् ) પરણનારો ધણી.

**परिग्राम** अव्य. ( ग्रामस्याभिमुखम् ) ગામની સાંમે.

**परिग्रामिक** त्रि. ( परिग्रामे भवः ठक् ) ગામની સામે હોનાર–થનાર.

**परिग्राह** पु. ( परि+ग्रह्+पा. घञ् ) યજ્ઞમાં તરવારની આકૃતિના અમુક એક કાષ્ઠથી વેદિનો ચારે તરફથી સ્વીકાર.

**परिग्लान** त्रि. ( परि+ग्लै+क्त ) પાકેલ, કંટાળેલ, કરમાયેલ.

**परिघ** पु. ( परिहन्यतेऽनेन, परि+हन्+अप् घश्चान्तादेशः ) ગદા, લોઢાનો હથોડો, લોઢાની લાકડી, લોઢાની ગેડી, જ્યોતિષ મત પ્રમાણે એક યોગ, ભુંગળ, ઘર, કળશ, ઘડો, કાચનો કુંપો, ભગદળ, ત્રિશુલ, કાર્તિકસ્વામીનો અનુચર એક ગણ, ચંડાળ વિશેષ.

**परिघट्टन** न. ( परि+घट्ट्+भावे ल्युट् ) સ્વચ્છ કરવું, માંજવું, ઘસવું, ચારે તરફ હલાવવું.

**परिघर्म** पु. ( परि+घृ+मन् ) યજ્ઞના મહાવીર પાત્રથી પડેલા ક્ષીણ વિગેરેનું પીગળવું.

**परिघात** पु. ( परिहन्यतेऽनेन परि+हन्+घञ् ) તે નામનું એક શસ્ત્ર, હણવું.

**परिघातन** पु. ( परिघातयति, परि+हन्+स्वार्थे णिच् कर्त्तरि ल्युः ) ઉપરનો અર્થ.

**परिघातन** न. ( परि+हन्+णिच् भावे ल्युट् ) ચારે તરફથી મારવું, પ્રહાર કરવો.

**परिघातन** त्रि ( ,, ,, ) ચારે તરફથી મારનાર, પ્રહાર કરનાર.

**परिघातिन्** त्रि. ( परि+हन्+णिच्+णिनि ) મારનાર, ઘાત કરનાર, વધ કરનાર–ઘાતક.

**परिघृष्टिक** पु. ( परितः घृष्टं ग्राह्यत्वेनास्त्यस्य ठन् ) વાનપ્રસ્થ વિશેષ.

**परिघोष** पु. ( परि+घुष्+घञ् ) નાદ, શબ્દ, અવાજ, મેઘ, ગર્જના, ખરાબ ભાષણ.

**परीचक्षा** स्त्री. ( परि+चक्ष्+भावे श ) નિન્દા, વર્જન, ત્યાગ.

**परितर्कण** न. (परि+तर्क्+ल्युट्) તર્ક કરવો તે, અનુમાન કરવું તે.

**परितर्पण** त्रि. (परि+तृप्+ल्युट्) તૃપ્ત કરનાર, તર્પણ કરનાર.

**परितस्** अव्य. (परि+तसिल्) ચારે બાજુ, સર્વ તરફ.

**परिताप** पु. (परितप्यतेऽत्र, परि+तप्+आधारे घञ्) નરક, યાતનાભૂમી.

**परिताप** पु. (परितप्यतेऽनेन, परि+तप्+करणे घञ्) દુઃખ, શોક, ભય, કંપ, અતિઉષ્ણપણું, મનની અવ્યવસ્થા.

"परितापश्च गात्रेभ्यः पीडाबाधाश्च कृत्स्नशः
अपहन्ति नरव्याघ्र दयां कुरु महीपते" मारकण्डे०

**परितापिन्** त्रि. (परि+तप्+णिनि) નરકદાયી, દુઃખદાયી, શોકજનક, સંતાપકારક, ભયકારક, કંપકારક, અતિશય ઉષ્ણતા આપનાર.

"आपातरम्या विषया पर्यन्तपरितापिनः" किरातार्जुनीयम्

**परितुष्ट** त्रि (परि+तुष्+क्त) અત્યન્ત સન્તોષ પામેલું.

"मत्तस्तत् प्राप्यतां सर्वं परितुष्टा ददामि ते" देवीमाहात्म्यम्

**परितोष** पु. (परि+तुष्+भावे घञ्) અત્યન્ત સંતોષ, આનંદ વિશેષ.

"त्वामुदर साधुमन्ये शाकैरपि यदसि लब्धपरितोषम्
हत हृदयं ह्यधिकाधिकवाञ्छाशतदुर्भरं न पुनः"

**परितोषण** त्रि. ( ,, ,, णिच्+युच्) સંતોષ કરનાર, ખુશ કરનાર.

**परितोषण** न. (परि+तुष्+ल्युट्) સંતોષ ઉપજાવવો, આનંદ કરવું, ખુશ કરવું, તૃપ્ત કરવું.

**परितोषवत्** त्रि. (परितोष+मतुप्) સંતોષવાળું, તૃપ્તિ યુક્ત–તૃપ્ત, સંતોષી.

**परितोषिन्** त्रि. (परितोष+अस्त्यर्थे इनि) ઉપરનો અર્થ.

**परित्यक्त** त्रि. (परि+त्यज्+कर्मणि क्त) તજેલું, છોડેલું.

**परित्यक्तृ** त्रि. (परि+त्यज्+तृच्) ત્યજનાર, છોડી દેનાર.

**परित्यज्य** अव्य. ( ,, ,, ल्यप्) ત્યાગ કરીને, તજીને, છોડીને.

"सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज" श्रीमद्भग.

**परित्याग** पु. (परि+त्यज्+भावे घञ्) અત્યન્ત ત્યાગ, ચારે તરફથી ત્યાગ, સર્વત્યાગ.

**परित्यागिन्** त्रि. (परि+त्यज्+णिनि) સર્વ ત્યાગ કરનાર, બધું છોડનાર, અત્યન્ત ત્યાગી.

**परित्याज्य** त्रि. (परि+त्यज्+ण्यत्) ત્યાગ કરવા લાયક, છોડવા યોગ્ય, અત્યન્ત તજવા યોગ્ય

**परित्रस्त** त्रि. (परि+त्रस्+कर्मणि क्त) ત્રાસ પામેલ, ભયભીત બનેલું.

**परित्राण** न. (परित्रायते, परि+त्रै+ल्युट्) રક્ષણ, બચાવ, અનિષ્ટ કરનાર માણસને વારવું તે.

"परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्" गीतायां

**परित्रातृ** त्रि. (परि+त्रै+तृच्) રક્ષણ કરનાર, બચાવનાર, અનિષ્ટ કરનાર માણસને વારનાર.

**परित्रास** पु. (परि+त्रस्+घञ्) અત્યન્ત ભય, ઘણી બીક.

**परित्रासिन्** त्रि. (परित्रास+अस्त्यर्थे इनि) અત્યન્ત ભયભીત, બીકવાળું.

**परिदर** पु. (परिगतो दरो यस्मात्) એક જાતનો રોગ.

**परिदंशित** त्रि. (परिदंशो जातोऽस्य तार० इतच्) જેણે બખ્તર પહેરેલું હોય છે તે.

**परिदहन** न. (परि+दह्+ल्युट्) ચારે તરફથી બાળવું, આગ લગાડવી.

**परिदान** न. (परिदीयते, परि+दा+भावे ल्युट्) ફેરફાર કરવો, અદલો બદલો કરવો.

**परिदाय** पु. (परि+दा+घञ्) સુગન્ધ આપનાર–સુગન્ધી, ખુશબો.

**परिदायिन्** पु. (परित्यज्य शास्त्रधर्मं ददाति, परि+दा+णिनि) જેનો મોટો ભાઈ કુંવારો હોય તેવા નાના ભાઈને કન્યા આપનાર પુરૂષ.

**परिदाह** पु. (परि+दह्+भावे घञ्) સર્વ તરફથી બળતરા, ચોતરફની પીડા, દાહ.

**परिदेवक** त्रि. (परि+दिव्+ण्वुल्) શોક કરનાર, વિલાપ કરનાર.

**परिदेवन** न. ( ,, ,, ल्युट्) શોક, વિલાપ, રડવું, દીલગીરી.

"परिदेवनेन पाञ्चाल्याः नानुस्मरस्य सन्निधौ" भारते.

**परिदेवना** स्त्री. (परि+दिव्+णिच्+युच्+टाप्) શોક,

યોગ્ય, માપવા યોગ્ય.

**परिजन** पु. (परिगतो जनः) પરિવાર, કુટુમ્બ, નોકર, ચાકર, પાલન કરવા યોગ્ય મનુષ્ય.
"हरस्याभ्युत्थाने तव परिजनोक्तिर्विजयते" सौन्दर्यलहरी

**परिजय्य** पु. (परि+जि+शक्यार्थे यत् नि. यान्तादेशः) ચારે બાજુથી જીતવાને શક્ય.

**परिजल्पित** न. (परि+जल्प्+भावे क्त) મર્મમાં કહેલું, કથનવિશેષ.
"प्रभोर्निर्दयताशाठ्यचापलाद्युपपादनात्
स्वविचक्षणताव्यक्तिर्भङ्ग्या स्यात् परिजल्पितम्"
उज्ज्वलमणिः

**परिज्ञान** न. (परि+ज्ञा+ल्युट्) સૂક્ષ્મ જ્ઞાન.

**परिज्रि** त्रि. (परि+ज्रृ+कि) ચારે બાજુ જનાર.

**परिज्वन्** पु. (परि+जु सौत्रधातुः कनिन्) ચન્દ્ર, અગ્નિ, કપૂર, ચિત્રાનું ઝાડ.

**परिडीन** न. (परि+डी+भावे क्त) પંખીઓની એક ચાલ.

**परिडीनक** न. (परिडीन+स्वार्थे क) ઉપરનો અર્થ.

**परिणत** त्रि. (परिणमति स्म, परि+नम्+क्त) પરિણામ પામેલું, પાકેલું, પરિપક્વ, સઘળે ઠેકાણેથી નમેલું, શેષયુક્ત.

**परिणत** पु. (परि+नम्+क्त णत्वम्) દાંતના ત્રાંસા પ્રહારવાળો હાથી.
"आषाढस्य प्रथमदिवसे मेघमाश्लिष्टसानुं
वप्रक्रीडापरिणतगजप्रेक्षणीयं ददर्श" मेघदूते.

**परिणत** न. (परि+नम्+क्त) વ્યાપાર માટે એકઠો કરેલો ભંડોળ.

**परिणति** स्त्री. (परि+नम्+क्तिन्) પરિણામ, અંત, અવસાન, પરિપક્વ—પરિપાક.

**परिणय** पु. (परि+नी+भावे अच्) વિવાહ, પરણવું, પાણિગ્રહણ—લગ્ન.

**परिणयन** न (,, ,, ल्युट्) વિવાહ, લગ્ન.

**परिणाम** पु. (परि+नम्+घञ्) મૂળ સ્વરૂપનું જુદા, રૂપે થવું—વિકાર, અન્ત, પરિણામ, અધ્યવસાય, તે નામનો અર્થાલંકાર, પરિપાક, પ્રૌઢ દશા, ફળ, ફેરફાર.
"परिणामेऽमृतोपमम्" गीतायाम्

**परिणामक** त्रि. (परि+नम्+ण्वुल्) પરિણામ લાવનાર, ફેરફાર કરનાર, અન્ત લાવનાર.

**परिणामदर्शिन्** त्रि. (परिणामं शेषं पश्यति, दृश्+णिनि) જે કામ કરતાં અંતે જે ફળ પ્રાપ્ત થાય તે જેનાર, ફળ જેનાર, પરિણામ દેખનાર.

**परिणामपथ्य** त्रि. (परिणामे पथ्यः) અંતમાં હિતકર, પરિણામે સારૂં.

**परिणामशूल** पु. (परिणामे शूलम् यस्य यद्वा परिणामे भुक्तान्नादेः परिपाके उत्पद्यते शूलं यस्मात्) એક જાત નો શૂળનો રોગ.

**परिणामिन्** त्रि. (परि+नम्+णिनि) પરિણામવાળું.

**परिणाय** पु. (परितो वामदक्षिणतो नयनं, परि+नी+घञ्) શેત્રંજ અથવા ચોપટનાં સોગઠાં આમ તેમ ફેરવવાં, પ્રદક્ષિણા કરવી.

**परिणायक** पु. (परि+नी+ण्वुल्) ધણી, પતિ, માર્ગ બતાવનાર ભોમીયો.

**परिणाह** पु. (परिणह्यतेऽनेन परि+नह्+घञ्) વિસ્તાર, પહોળાઇ, ફેલાવ.
"धनुःशतं परिणाहो ग्रामात्क्षेत्रान्तरं भवेत्"

**परिणाहवत्** त्रि. (परिणाह+वला० वा मतुप्) વિસ્તાર વાળું, ફેલાવવાળું, પહોળાઇવાળું.

**परिणाहिन्** त्रि. (परि+नह्+णिनि) ઉપરનો અર્થ.

**परिणिनंसु** त्रि. (परि+नम्+सन्+उ) પરિણામ પામવાને ચહાતું, રૂપાન્તર થવા ઇચ્છતું.

**परिणीत** त्रि. (परि+नी+क्त) પરણેલું, લગ્ન કરેલું, વિવાહ કરેલું.

**परिणेतृ** पु. (,, ,, तृच्) પરણનાર, ધણી—પતિ, પગ.

**परिणेतृ** त्रि. (परिणयति, परि+नी+तृच्) ચારે બાજુ લઈ જનાર, ચોતરફ દોરનાર.

**परिणेय** त्रि. (परि+नी+यत्) ચારે તરફ લઇ જવા યોગ્ય, દોરવા યોગ્ય. પરણવા યોગ્ય,

**परिणेया** स्त्री. (परिणेय+स्त्रियां टाप्) પરણવા લાયક કન્યા, ઉમર લાયક કન્યા.

**परितक्मन्** न. (परि+तक्+भावे मनिन्) ચારે તરફ ગમન કરવું, જવું તે.

**परितक्म्य** त्रि. (परितक्म अर्हति यत्) ચારે તરફ જવા યોગ્ય, ગમન કરવાયોગ્ય.

નાશ, મોક્ષ.

**परिनिर्वाणमार्ग** पु. ( परिनिव्वाणमग्ग जै. प्रा. ) નિર્વાણનો માર્ગ, મોક્ષનો માર્ગ.

**परिनष्ट** त्रि. ( परिनट्ठ जै. प्रा. ) નાશ પામેલું.

**परिनिष्ठा** स्त्री. ( परि+नि+स्था+भावे अ+टाप् ) પર્યવસાન, અન્ત, છેડો, સંપૂર્ણ જ્ઞાન, છેલ્લી સ્થિતિ.

**परिनिष्ठित** त्रि. ( परि+नि+स्था+कर्मणि क्त ) કલા કૌશલ્ય વગેરેના જ્ઞાનમાં કુશલ, વિદ્વાન.

**परिनिष्ठित** त्रि. ( परिनिट्ठिय जै. प्रा. ) પુરું થયેલું, નિષ્ઠા પામેલું.

**परिपक्व** त्रि. ( परि+पच्+क्त ) અત્યન્ત પાકેલું, પરિપાકવાળું, અત્યન્ત પ્રૌઢ દશામાં આવેલ; પરિણામ પામેલું, પરિણત.

**परिपक्वता** स्त्री. ( परिपक्वस्य भावः तल्+टाप् ) પાકેલાપણું, પરિણામ પામેલાપણું.

**परिपक्वत्व** न. (परिपक्वस्य भावः त्व) ઉપરનો અર્થ.

**परिपण** न. ( परिपण्यते व्यवह्रियतेऽनेन, परि+पण्+घ ) મૂલ ધન, પુંજી, મુડી.

**परिपन** न. ( परिपन्यतेऽनेन, परि+पन्+घञ् ) ઉપરનો અર્થ.

**परिपति** त्रि. ( परि+पत्+इन् ) સર્વ વ્યાપી, સઘળે વ્યાપક.

**परिपति** पु. ( परि+पत्+इन् ) અધિપતિ, સ્વામી.

**परिपतित** त्रि. ( परिवडिअ जै. प्रा. ) પડી ગયેલ, અધઃપતન પામેલ.

**परिपन्थ** पु. ( पन्थानं वर्जयित्वा व्याप्य वा तिष्ठति पथि+अच् ) માર્ગને છોડનાર, માર્ગ રોકનાર.

**परिपन्थक** पु. ( परिपन्थयति दोषादिकं प्राप्नोति, परि+पथि गतौ+ण्वुल् ) શત્રુ, વૈરી, દુશ્મન.

**परिपन्थिन्** त्रि. (परि सर्वतोभावेन दोषाख्यानं पन्थयितुं शीलमस्य परि+पन्थ्+णिनि ) વિપરીત આચરણ કરવાવાળું, અટકાવનાર, રોકનારું, શત્રુ, દુશ્મન.

"इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपन्थिनौ"

**परिपरिन्** पु. શત્રુ, દુશ્મન.

**परिपर्यन्त** पु. ( परिपेरन्त जै. प्रा. ) ચારે બાજુ.

**परिपवन** पु. ( परिपूयतेऽनेन, परि+पू+करणे ल्युट् ) ચાળણી, ચાલણી.

**परिपशव्य** त्रि. ( परि व्याप्तः, पशोरिदं यत् प्रा. स. ) સર્વ પશુ સમ્બન્ધી.

**परिपाक** पु. ( परि+पच्+घञ् ) તૈયાર રસોઇ, શ્રેષ્ઠ પાક, પરિણામ, કરેલા કર્મનું ફળ વગેરે, હોંશીયારી, ચતુરાઈ.

"वीक्ष्य तस्य विनये परिपाकं,
पाकशासनपदं स्पृशतोऽपि" नैषधे

**परिपाकिन्** त्रि. ( परिपाकोऽस्त्यस्य इनि ) રાંધનાર, પકાવનાર, હોંશીઆરીવાળું, ફળવાળું, પરિણામવાળું, અન્તવાળું.

**परिपाकिनी** स्त्री. ( परिपाकोऽस्त्यस्याः इन्+ङीप् ) નસોતર વનસ્પતિ.

**परिपाटल** त्रि. ( परिपाडल जै. प्रा. ) ગુલાબી રંગનું. આછા રાતા રંગવાળું.

**परिपाटि** स्त्री. ( परि+पट्+स्वार्थे णिच्+अच्+इन् ) અનુક્રમ, પ્રણાલી, પદ્ધતિ, પરંપરા.

**परिपाटित** त्रि. ( परिपाडिअ जै. प्रा. ) ફાટેલું, ચીરાઇ ગયેલું.

**परिपाटी** स्त्री. ( परिपाटि+ङीप् वा ) પ્રણાલી, પદ્ધતિ, અનુક્રમ.

**परिपाद** अव्य. ( पादं वर्जयित्वा ) પગનો ત્યાગ કરીને, પગ સિવાય, ચરણ સિવાય.

**परिपालन** न. ( परि+पाल्+ल्युट् ) રક્ષા, રક્ષણ, પાલન કરવું, બચાવવું.

**परिपालित** त्रि. (परि+पाल्+क्त) પાળેલું, બચાવેલું.

**परिपिञ्जर** त्रि. ( परिपिंजर जै. प्रा. ) ઘણા રાતા રંગવાળું.

**परिपिष्टक** न. ( परि+पिष्+क्त+संज्ञायां कन् ) સીસું.

**परिपिहित** त्रि. ( परिपिहिय जै. प्रा. ) ઢાંકેલું.

**परिपीडन** न. ( परि+पीड्+ल्युट् ) પીડવું, દુઃખદેવું, કનડવું.

**परिपुटन** न. ( परि+कुटा. पुट्+भावे ल्युट् ) ભેદવું, સંપુટીકરણ.

**परिपुष्करा** स्त्री. ( परितः पुष्करं मुखं यस्याः ) "गोडुम्बा" નામની વનસ્પતિ.

વિલાપ, આર્તનાદ.
"अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना" गीतायां

**परिदेविन्** त्रि. ( परि+दिव्+ताच्छील्ये इनि ) શોક કરનાર, વિલાપ કરનાર, રડનાર.

**परिद्रष्टृ** त्रि. ( परि+दृश्+तृच् ) ચારે તરફ જોનાર, સર્વ તરફથી જોનાર.

**परिद्वीप** पु. તે નામનો ગરૂડનો એક પુત્ર.

**परिधर्षण** न. ( परि+धृष्+ल्युट् ) તિરસ્કાર, નિન્દા, પરસ્ત્રીને બલાત્કારથી ભોગવવી તે.

**परिधान** न. ( परि+धा+भावे ल्युट् ) વસ્ત્ર વિગેરેનું પહેરવું, ધારણ કરવું.

**परिधान** न. ( परि+धा+कर्मणि ल्युट् ) નાભી નીચે પહેરેલું વસ્ત્ર.
"तृणानि शय्या परिधानवल्कलं
न बन्धुमध्ये धनहीनजीवितम्" पञ्चतन्त्रे.

**परिधानीय** त्रि. ( परि+धा+कर्मणि अनीयर् ) પહેરવા યોગ્ય, ધારણ કરવા યોગ્ય.

**परिधानीया** स्त्री. ( परि+धा+अनीयर्+टाप् ) શસ્ત્ર વગેરેમાં રહેલી ઉત્તમ ઋચા–વેદની કડી.

**परिधाय** पु. ( परिधीयतेऽत्र, परि+धा+आधारे घञ् ) નિતમ્બ પ્રદેશ, પાણીનું સ્થાન અથવા જનસ્થાન.
"परिधायो जनस्थाने परिच्छेदनितम्बयोः" मेदनी.

**परिधाय** पु. ( परि+धा भावे घञ् ) પહેરવું, વસ્ત્ર વિગેરે ધારણ કરવું.

**परिधाय** पु. ( ,, ,, कर्मणि घञ् ) परिच्छेद શબ્દ જુઓ.

**परिधाय** अव्य. ( परि+धा+ल्यप् ) પહેરીને, ધારણ કરીને.

**परिधारण** न. ( परि+धृ+णिच्+ल्युट् ) પહેરવું, ધારણ કરવું.

**परिधाविन्** पु. ( परि+धाव्+णिनि ) સાઠ સંવત્સર પૈકી છેતાલીસમું સંવત્સર.
"परिधावी प्रमादी च ह्यानन्दो राक्षसो नलः" ज्योतिःसारे

**परिधि** पु. ( परिधीयतेऽनेन परि+धा+कि ) ચન્દ્ર અને સૂર્યની આગળ થતું ગોળ કુંડાળું–જે મેઘ વગેરેના પાસે પણાથી થાય છે, યજ્ઞના પશુને બાંધવા માટે ખાખરાની શાખાની ખુંટી, ગોળ મંડળનો ચારે તરફનો ગોળ ઘેરાવ, નાનું કુંડાળું.
"अनृणत्वमुपेयिवान् बभौ,
परिधेर्मुक्त इवोष्णदीधितिः" रघुवंशे.

**परिधि** न. ( परि+धा+कर्मणि कि ) પહેરવાનું વસ્ત્ર.

**परिधिस्थ** त्रि. ( परिधौ तिष्ठति, परिधि+स्था+क ) परिचारक શબ્દ જુઓ, યુદ્ધ વગેરેમાંથી રથી યોદ્ધાના રક્ષણમાટે ચોતરફ ગોઠવાયેલ સૈન્ય વિગેરે.

**परिधिपतिखेचर** पु. મહાદેવ

**परिधूपन** न. ( परि+धूप्+ल्युट् ) ધૂપદેવો, સુવાસિત કરવું.

**परिधूपित** त्रि. ( परि+धूप्+कर्मणि क्त ) ધૂપ દીધેલું, સુવાસિત કરેલું.

**परिधूमन** न. ( परि+धूम्+ल्युट् ) તૃષાતુર માણસને આવતા ઓડકારરૂપ ઉપદ્રવ.

**परिधूमायन** न. વૈદ્યક મત પ્રમાણે ઓડકાર વિશેષ.

**परिधूसर** त्रि. ( परितः धूसरः ) અત્યન્ત ભૂખરું, ધૂળવાળું.

**परिधेय** त्रि. ( परिधातुं शक्यम्, परि+धा+यत् आत ईत् गुणः ) પહેરવા લાયક કે ધારણ કરવા યોગ્ય વસ્ત્ર વિગેરે.

**परिधेय** त्रि. પરિધિમાં હોનાર વૈશ્વદેવ વિગેરે.

**परिध्वंस** पु. ( परि+ध्वंस्+घञ् ) સમ્પૂર્ણ નાશ, બધાનો નાશ.

**परिध्वंसिन्** त्रि. ( परिध्वंस+अस्त्यर्थे णिनि ) સમગ્રનો નાશ કરનાર, સર્વથા નાશ કરનાર.

**परिनन्दन** त्रि. ( परि+नन्द्+णिच्+ल्यु न णत्वम् ) સંતોષ કરનાર, તૃપ્તિ પમાડનાર.

**परिनन्दन** न. ( ,, ,, भावे ल्युट् ) સંતોષ પમાડવું, તૃપ્ત કરવું.

**परिनिर्वपण** न. ( परि+निर्+वप्+ल्युट् ) વહેંચવું, આપવું, દેવું.

**परिनिर्वपसा** स्त्री. ( परि+निर्+वप्+सन्+अ+टाप् ) વહેંચવાની ઇચ્છા, આપવાની ઇચ્છા.

**परिनिर्वपसु** त्रि. ( ,, ,, वप्+सन्+उ ) દેવા ઇચ્છનાર, આપવા ચાહનાર.

**परिनिर्वाण** पु. ( परिनिव्वाण जै. प्रा. ) દુઃખનો સર્વથા

**परिवृंहण** न. ( परिवूहण जै. प्रा. ) वृद्धि, ઉપચય, વધેલું.

**परिवर्ह** पु. ( परि+वर्ह+घञ् ) છત્ર ચામર વગેરે રાજ્યચિન્હ, દોલત, દ્રવ્ય, રાજાના હાથી ઘોડા વિગેરે.

**परिवर्हण** न. (परि+वर्ह+ल्युट्) યોગ સામગ્રી.

**परिवाधा** स्त्री. ( परि+बाध्+अ+टाप् ) કષ્ટ, દુઃખ પીડા.

**परिभक्षण** न. ( ,,+भक्ष्+ल्युट् ) ભોજન કરવું, ખાવું.

**परिभङ्ग** पु. ( परि+भञ्ज्+घञ् ) ભાંગી નાખવું, તોડી નાંખવું.

**परिभङ्ग** पु. ( परि+भञ्ज्+करणे घञ् ) અપમાન.

**परिभग्न** त्रि. ( ,,+भञ्ज्+क्त परिभग्ग जै. प्रा. ) ભાંગેલું, નાશ થયેલું.

**परिभव** पु. ( ,,+भू+अप् घञ् वा ) અનાદર, તિરસ્કાર, અપમાન, પરાજય, હાર.

"मृगाः परिभवो व्याघ्रयामित्यवेहि त्वया कृतम्" रघु०

**परिभवन** न. ( परि+भू+ल्युट् ) ઉપરનો અર્થ.

**परिभवनीय** त्रि. ( परिभवणिज्ज जै. प्रा. ) તિરસ્કાર પામવા લાયક.

**परिभवपद** न. ( परिभवस्य पदम् ) અપમાન પાત્ર, અનાદર પાત્ર, તિરસ્કાર પાત્ર.

**परिभवास्पद** न. ( ,, आस्पदम् ) ઉપરનો અર્થ.

**परिभविन्** त्रि. ( परि+भू+ताच्छील्ये इनि ) તિરસ્કાર કરનાર, અનાદર કરનાર, અપમાન કરનાર, હારેલ.

**परिभाजयन्तिका** स्त्री. ( परभायंतिया जै. प्रा. ) પર્વના દિવસોમાં સ્વજન વર્ગમાં મિઠાઇ વગેરે ભાગ પડતું વહેંચીઆપનારી સ્ત્રી.

**परिभाजित** त्रि. ( परिभाइय जै. प्रा. ) જુદુ કરેલું.

**परिभाजन** न. ( परिभायण जै. प्रा. ) ભાગ પાડી વહેંચવું.

**परिभाव** पु ( परि+भू+घञ् वा ) परिभव શબ્દ જુઓ.

**परिभावन** न. ( परि+भू+णिच्+ल्युट् ) એક થઇ જવું, એકપણું

**परिभावना** स्त्री. ( परि+भू+णिच्+युच्+टाप् ) તિરસ્કાર, અનાદર, વિચાર, તર્ક, કલ્પના.

**परिभावनीय** त्रि. ( परिभावणीय जै. प्रा. ) વિચારવા યોગ્ય, તર્ક કરવા લાયક.

**परिभाविन्** त्रि. ( परि+भू+"ग्रहा." भूतेऽर्थे णिनि ) ચારે તરફ હોનાર, થનાર, "परिभविन्" શબ્દ જુઓ.

**परिभावुक** त्रि. ( परि+भू+उकञ् ) બીજાને શરમયુક્ત કરે તે, બીજાને નમાવનાર, હરાવનાર. પરાભવ કરનાર.

**परिभाषक** त्रि. ( परिभासअ जै. प्रा. ) સામું બોલનાર, ગુરૂ વિગેરે પૂજ્યના સામે થનાર.

**परिभाषा** स्त्री. ( परिभासा जै० प्रा० ) સાંકેતિક ભાષા, એ નામની દંડનીતિ, અપરાધીને શિક્ષા કરવાની ભાષા.

**परिभाषण** न. (परि+भाष्+भावे ल्युट्) નિન્દાપૂર્વક દુષ્ટ વચન બોલવું, નિયમ.

**परिभाषणीय** त्रि. ( परि+भाष्+अनीयर् ) નિન્દાથી બોલવા લાયક, દોષયુક્ત બોલવા લાયક.

**परिभाषा** स्त्री. ( ,, ,, अ+टाप् ) વ્યાકરણ શાસ્ત્રકારની એક કૃત્રિમસંજ્ઞા, અવયવના અર્થના અનાદર પૂર્વક વ્યાકરણશાસ્ત્ર પ્રસિદ્ધ સમુદાયના અર્થમાં એક વિશિષ્ટ સંજ્ઞા, ગ્રન્થમાં એક સંકેતવિશેષ.

"अधिकारशब्देन पारार्थ्यात् परिभाषाप्युच्यते
कश्चित् परिभाषारूप इति"...कैयटः

**परिभाषित** त्रि. ( ,, ,, कर्मणि क्त ) કહેલું, બોલેલું, જેની પરિભાષા કરેલી છે તે.

**परिभाष्य** त्रि. ( परि+भाष्+ण्यत् ) કહેવા યોગ્ય, બોલવા યોગ્ય.

**परिभाष्य** अव्य. ( परि+भाष्+ल्यप् ) બોલીને, કહીને.

**परिभीत** त्रि. ( परिब्भीअ जै. प्रा. ) ભયપ્રાપ્ત, ભયવાળું.

**परिभुक्त** त्रि. ( परि+भुज्+क्त ) ભોગવેલું, સેવેલું.

**परिभूत** त्रि. ( परि+भू+कर्मणि क्त ) તિરસ્કાર કરેલું, અનાદર કરેલ, હારેલું, ધિક્કાર પામેલું.

**परभूति** स्त्री. ( परि+भू+क्तिन् ) તિરસ્કાર. અનાદર, હાર, પરાજય.

**परिभूय** अव्य. ( परि+भू+ल्यप् ) તિરસ્કારીને, અપમાન કરીને, અનાદર કરીને.

**परिभोक्तृ** त्रि. ( परि+भुज्+तृच् ) ભોગવનાર.

**परिभोग** पु. ( परि+भुज्+घञ् ) ભોગવટો, ભોગવવું તે, બીજાની વસ્તુનો અયોગ્યરીતે ભોગ કરવો તે.

**परिपुष्ट** त्रि. ( परि+पुष्+कर्मणि क्त ) અત્યન્ત પુષ્ટ, અતિશય રક્ષણ કરેલ, પોષેલું.

**परिपुष्टता** स्त्री. ( परिपुष्टस्य भावः तल्+टाप् ) અત્યન્ત પુષ્ટપણું, ઘણું રક્ષેલ–પોષેલપણું.

**परिपुष्टत्व** न. ( परिपुष्टस्य भावः त्व ) ઉપરનો અર્થ.

**परिपूजन** न. ( परि+पूज्+ल्युट् ) પૂજવું, પૂજા કરવી.

**परिपूजा** स्त्री. (परि+पूज्+अङ् ततष्टाप् ) ઉપરનો અર્થ.

**परिपूजित** त्रि. ( ,, ,, कर्मणि क्त ) પૂજેલું, પૂજન કરેલું.

**परिपूणक** पु. ( परिपूणग जै. प्रा. ) પક્ષીનો એક માળો.

**परिपूत** त्रि. ( परि+पू+क्त ) અત્યન્ત શુદ્ધ, પવિત્ર, સ્વચ્છ કરેલું ધાન્ય વિગેરે.

"रेवतीवदनोच्छिष्टपरिपूतपुटे दृशौ" माघः

**परिपूरक** त्रि. ( परि+पॄ+ण्वुल् ) પરિપૂર્ણ કરનાર.

**परिपूरण** त. ( परि+पॄ+ल्युट् ) પૂરૂં કરવું, સમાપ્ત કરવું.

**परिपूर्ण** त्रि. ( परि+पॄ+कर्मणि क्त ) અત્યન્ત પૂર્ણ, સમ્પૂર્ણ.

**परिपूर्णता** स्त्री. ( परिपूर्णस्य भावः तल्+टाप् ) સમ્પૂર્ણપણું, અત્યન્ત પુર્ણપણું.

**परिपूर्णत्व** न. ( ,, भावः ) ઉપરનો અર્થ.

**परिपेल** न. ( परि+पेल्+अच् ) નાની નાગરમોથ, વનસ્પતિ જલમુરતા.

**परिपेलव** न. ( परितः पेलवं मृदुता यस्य ) શેવાળમાં થતું એક મોથ જેવું ઘાસ.

**परिपेलव** त्रि. ( परितः पेलवं यस्य ) અત્યન્ત કોમળ, બહુ સુંવાળું.

"स्फीतमध्यपरिपेलवं फलं, शीघ्रमध्यचिरकालसम्भवम्" बृहत्संहितायाम्.

**परिपेशल** त्रि. ( परिपेसल जै. प्रा. ) સુન્દર, મનોહર.

**परिपोट** पु. ( परि+पुट्+घञ् ) કાનનો રોગ.

**परिपोटक** पु. ( परिपोट+स्वार्थे क ) ઉપરનો અર્થ.

**परिपोटन** न. ( परि+पुट् भेदने+ल्युट् ) તોડવું, ભેદવું, ભેદન.

**परिपोष** पु. ( परि+पुष्+भावे घञ् ) પોષણ, રક્ષણ.

**परिपोषक** त्रि. ( परि+पुष्+ण्वुल् ) પોષણ કરનાર, પોષનાર, રક્ષણ કરનાર.

**परिपोषित** त्रि. ( परि+पुष्+कर्मणि क्त) પોષણ કરેલું, અતિશય પોષેલું.

**परिप्रच्छन** न. ( ,,+प्रच्छ्+ल्युट् ) પ્રશ્ન પુછવું.

**परिप्रमाण** न. ( परिप्पमाण जै. प्रा. ) પરિણામ, માપ.

**परिप्रश्न** पु. ( परितः प्रश्नः ) ચોકસી, યોગ્યાયોગ્યની પુછપરછ.

**परिप्राप्त** त्रि. ( परि+प्र+आप्+कर्मणि क्त ) અત્યન્ત મેળવેલું, સમ્પૂર્ણ પ્રાપ્ત થયેલું, ઘણું મળેલું.

**परिप्राप्ति** स्त्री. ( परि+प्र+आप्+क्तिन् ) પ્રાપ્તિ, હાંસલ, સંપુર્ણ પ્રાપ્ત કરવું તે.

**परिप्रेप्सु** त्रि. ( परि+प्र+आप्+सन्+उ ) પ્રાપ્ત કરવા ઇચ્છનાર, મેળવવા ચાહનાર.

**परिप्रेरण** न. ( ,, ,, इर्+ल्युट् ) મોકલવું, પ્રેરણા કરવી.

**परिप्रेरित** त्रि. ( परि+प्र+इर्+कर्मणि क्त ) મોકલેલું, પ્રેરણા કરેલું.

**परिप्रेषण** न. ( परि+प्र+इष्+ल्युट् ) મોકલવું, યોજના કરવી, પ્રેરવું

**परिप्रेषित** त्रि. ( ,, ,, ,, कर्मणि क्त ) પ્રેરેલું, મોકલેલું, પહોંચાડેલું.

**परिप्रेष्य** त्रि. ( परि+प्र+इष्+यत् ) પ્રેરવા લાયક, મોકલવા યોગ્ય ચાકર વિગેરે.

**परिप्रेष्य** अ. ( ,, ,, ,, ल्यप् ) મોકલીને, પહોંચાડીને, પ્રેરણા કરીને.

**परिप्लव** त्रि. ( परिप्लवते, परि+प्लु+अच् ) ચંચલ, અસ્થિર, હાલતું.

**परिप्लव** पु. ( परि+प्लु+भावे अप् ) પાણી વગેરે ઉપર તરવું.

**परिप्लुत** त्रि. ( परि+प्लु+क्त ) સ્નાન કરેલું, પાણીમાં ડુબેલું, તરેલું, પાણીથી ભીનું થયેલું.

**परिप्लुता** स्त्री. ( परि+प्लु+क्त+स्त्रियां टाप् ) દારૂ, મદ્ય, મૈથુનની વેદનાવાળું સ્ત્રીનું ગુપ્ત અંગ.

**परिप्लुता** स्त्री. ( परिप्पुया जै. प्रा. ) દીક્ષા વિશેષ.

**परिफल्गु** त्रि. ( परिफग्गु जै. प्रा. ) તત્વ વિનાનું, અસાર.

**परिमार्ग्य** त्रि. ( परि+मृग्+ण्यत् ) शोधवा योग्य, खोळवा योग्य.

**परिमार्ग्य** त्रि. ( परि+मृज्+यत् वृद्धिः ) साफ करवा लायक, स्वच्छ करवा योग्य.

**परिमार्जन** न. ( परि+मृज्+भावे ल्युट् वृद्धिः ) साफ करवुं, वाळवुं, झाडवुं, मध तथा तेलनो भक्ष्य पदार्थ.

**परिमार्जनी** स्त्री. ( परि+मृज्+ल्युट् वृद्धिः ङीप् ) सावरणी, शुद्ध करनारी, साफ करनारी.

**परिमार्जित** त्रि. ( „ „ कर्मणि क्त ) साफ करेलुं, स्वच्छ करेलुं.

**परिमित** त्रि. ( परि+मा+क्त, परितो मितम् वा ) मापेलुं, प्रमाण करेलुं, वजन कराडेलुं, ठरावेलुं, प्रमाणसर. "द्रविणं परिमितमधिक-व्यथिनं जनमाकुलीकुरुते क्षीणाञ्चलमिव पीनस्तनजघनायाः कुलीनायाः" उद्भटे

**परिमित** न. मापसर.

**परिमितभुज्** त्रि. ( परिमितं भुंक्ते, भुज्+क्विप् ) मापसर खानार, मिताहारी, योग्य खानार, नियम प्रमाणे खानार.

**परिमिताहार** त्रि. ( परिमितो आहारो यस्य ) उपरनो अर्थ.

**परिमिताहार** पु. ( परिमितश्चासौ आहारश्च ) नियमसर खोराक.

**परिमिति** स्त्री. ( परि+मा+क्तिन् ) प्रमाण, माप.

**परिमुख** अव्य. ( मुखस्य वर्जनम् अव्ययी. पूर्वनि. ) मुखनो त्याग, मुखसिवाय, मुखविना.

**परिमुखादि** पु. ( ) पाणिनीय व्याकरणनो एक शब्दगण—स, च, "परिमुख, तरिहनु, पर्य्योष्ठ, पर्य्युलूखल, परिसीर, उपानूण,, उपकलाप, अनुपथ, अनुपद्, अनुगङ्ग अनुतिल, अनुशीत, अनुलाव, अनुसीर, अनुमाष, अनुयव, अनुयूप, अनुवंश, प्रतिशास्त्र".

**परिमुक्त** त्रि. ( परिमुक्क जै. प्रा. ) छोडेलुं, मुकेलुं.

**परिमृज्य** त्रि. ( परि+मृज्+क्यप् ) साफ करवा योग्य, स्वच्छ करवा योग्य.

**परिमृज्य** अव्य. ( „ „ ल्यप् ) साफ करीने, स्वच्छ करीने.

**परिमृदित** त्रि. ( परि+मृद्+क्त ) चोळेलुं, मर्दनकरेलुं, आलिंगनकरेलुं, भेटेलुं.

**परिमृष्ट** त्रि. ( परि+मृज्+क्त ) साफकरेलुं, स्वच्छ करेलुं.

**परिमेय** त्रि. ( परिमीयते, परि+मा+यत् ) मापवा योग्य, प्रमाण करवा योग्य. माभूदाश्रमपीडेति परिमेयपुरःसरौ" रघुः

**परिमोक्ष** पु. ( परितो मोक्षः ) सम्पूर्ण, मुक्ति निर्वाण, मोक्ष, मोचन, छोडवुं.

**परिमोचन** न. ( परिमोयण जै. प्रा. ) मोक्ष, छुटकारो.

**परिमोष** पु. ( परि+मुष्+घञ् ) चोर, चोरवुं.

**परिमोषक** त्रि. ( परि+मुष्+ण्वुल् चोर.

**परिमोषण** न. ( परि+मुष्+ल्युट् ) चोरवुं. चोरी.

**परिमोषिन्** त्रि. ( परि+मुष्+ताच्छील्ये इनि ) चोरवाना स्वभाववाळुं, चोर.

**परिमोह** पु. ( परि+मुह्+घञ् ) अत्यन्त मोह.

**परिमोहन** त्रि. ( परि+मुह्+ल्युट् ) मोहित करवुं, मोहपमाडवो.

**परिमोहिन्** त्रि. ( „ मुह्+ताच्छील्ये इनि ) मोह पमाडनार.

**परिम्लान** त्रि. ( परि+म्लै+क्त ) डाघ लागेलुं, कलंक लागेलुं, करमाइ गयेलुं, शिथिल करेलुं, फीकुं, थयेलुं.

**परिम्लान** न. ( „ „ „ ) शोक भय वगेरेथी मुख उपर जे विकार थायछे ते. "परिम्लानः पीनः स्तनजघनसंगादुभयतः" रत्नावली

**परियज्ञ** पु. ( परित उभयतो विहितो यज्ञोऽस्य ) बृहस्पतिसव नामनो यज्ञविशेष.

**परियोग** पु. ( परि+युज्+भावे घञ् ) चारे बाजुनो सबन्ध, चोतरफनो योग, मेळाप.

**परिरटन** न. ( परि+रट्+भावे ल्युट् ) मोटेथी पोकारवुं, बूम पाडवी, आरडवुं.

**परिरथ्या** स्त्री. ( परितो रथ्या ) बजार, चौटु विगेरे.

**परिरब्ध** त्रि. ( परि+रभ्+क्त ) आलिंगेलुं, भेटेलुं, घेरायेलुं.

**परिरभमाण** त्रि. ( परि+रभ्+शानच् ) आलिंगतुं, भेटतुं.

**परिरम्यमाण** त्रि. ( परि+रभ्+यक्+शानच् ) आलिंगन थयेलुं, भेटातुं, भेटातुं.

**परिरम्भ** पु. ( परि+रभ्+घञ् मुम् च ) भेटवुं,

**परिभोगवत्** त्रि. ( परिभोग+अस्त्यर्थे मतुप् मस्य वः ) ભોગવટાવાળું, ઉપભોગવાળું.

**परिभोजना** स्त्री. ( परिभुंजणया जै. प्रा. ) પરિભોગ, ભોગવવું.

**परिभ्रम** पु. ( परि+भ्रम्+अच् ) ભમવું, ભટકવું-ફરવું, શોક વિગેરેથી ચિત્તનો ભ્રમ થવો તે.

**परिभ्रमण** न. ( परितो भ्रमणम् ) ઉપરનો અર્થ.

**परिभ्रमणा** स्त्री. ( परि+भ्रम्+ल्युट्+टाप् ) ભમવું, ફરવું, ચિત્તભ્રમ થવો.

**परिभ्रंश** पु. ( परि+भ्रंश्+घञ् ) અધિકાર ઉપરથી પડવું, પદભ્રષ્ટ થવું, ચ્યવવું.

**परिभ्रंशन** न. ( परि+भ्रंश्+ल्युट् ) ઉપરનો અર્થ.

**परिभ्रष्ट** त्रि. ( परि+भ्रंश्+क्त ) પદભ્રષ્ટ થયેલ, પડેલ, ચ્યવેલ.

**परिभ्रान्त** त्रि. ( परिब्भमिअ जै. प्रा. ) ભટકેલ, રખડેલ.

**परिमण्डन** न. ( परिमंडण जै. प्रा. ) અલંકરણ.

**परिमण्डल** पु. ( परिमंडल जै. प्रा. ) વલયાકાર, અસોયાના જેવો આકાર, પાંચ સંસ્થાનમાંનું એક.

**परिमण्डल** त्रि. ( परिगतो मण्डलम् ) ગોળાકારવાળું, અણુપરમાણુવાળું.

**परिमण्डलता** स्त्री. ( परिमण्डलस्य भावः तल् टाप् ) ગોળ આકારપણું.

**परिमण्डलत्व** न. ( परिमण्डलस्य भावः ) ઉપરનો અર્થ.

**परिमण्डलित** त्रि. ( परिमण्डल+इतच् ) વર્તુલ આકૃતિનું થયેલું, ગોળ થયેલ.

**परिमण्डित** त्रि. ( परिमंडिय जै. प्रा. ) સુશોભિત, શણગારેલું.

**परिमन्थर** त्रि. ( परिमन्थति, मथि+अरन् इदित्वान्नुम् ) અત્યન્ત ધીમું, ઘણુ મન્દ.

**परिमथित** त्रि. ( परिमंथिअ जै. प्रा. ) બહુ ડોળેલું, ઘણું હલાવેલું.

**परिमन्द** त्रि. ( परिमन्द परि+मदि+अच् ) અત્યન્ત મન્દ, ઘણું ધીમું.

**परिमन्दता** स्त्री. ( परिमन्दस्य भावः तल्+टाप् ) અત્યન્ત મન્દપણું, ઘણીજ ધીમાશ.

**परिमन्दत्व** न. ( परिमन्दस्य भावः ) ઉપરનો અર્થ.

**परिमर** पु. ( परिम्रियन्तेऽस्मिन् , परि+मृ+आधारे अप् ) વાયુ, પવન.

**परिमर्द** पु. ( परि+मृद्+भावे घञ् ) ઘસવું, ચોળવું, નાશ પમાડવું, હિંસા કરવી.

**परिमर्दन** न. ( परि+मृद्+ल्युट् ) ઉપરનો અર્થ.

**परिमर्श** पु. ( परि+मृश+घञ् ) સંયોગ, સમીપપણું, ચોળવું, ઘસવું.

**परिमर्ष** पु. ( ,, ,, ) અદેખાઈ, મત્સર વગેરેથી જોવું.

**परिमल** पु. ( परि+मल्+अच् ) સુગન્ધ, કેસર વિગેરે સુગન્ધિ પદાર્થથી મર્દન, ચોતરફથી સમ્બંધ, પંડિતોનો સમૂહ.

"अथ परिमलजामवाप्यलक्ष्मीमवयवदीपितमंडनश्रियस्ताः"

**परिमलित** त्रि. ( परिमलोऽस्य संजातः इतच् ) ખુશબોદાર કરેલ, સુગન્ધવાળું કરેલું.

**परिमाण** न. ( परिमीयतेऽनेन परि+मा+करणे ल्युट् ) માપ, પ્રમાણ, વજન કરવાનું સાધન, તોલો ઘડીયાળો, વાલ, ચણોઠી વિગેરે, ગોળાકારનો ઘેરાવ, કાળ, સંખ્યા.

"सदा पान्थः पूषा गगनपरिमाणं कलयति" भर्तृहरिः

**परिमाणक** न. ( परिमाण+स्वार्थे क ) ઉપરનો અર્થ.

**परिमाणतस्** अव्य. ( परिमाण+पञ्चम्यर्थे तसिल् ) પ્રમાણથી, માપથી.

**परिमाणवत्** न. ( परिमाणवंत जै. प्रा. ) પરિમાણવાળું પચ્ચખાણ, દશ પ્રકારનાં પચ્ચખાણમાંનું એક.

**परिमाणीय** त्रि. ( परि+मा+अनीयर् ) માપવા યોગ્ય, પ્રમાણ કરવા યોગ્ય.

**परिमार्ग** पु. ( परिमृग्यते, परि+मृग्+घञ् ) શોધવું, ખોળવું.

**परिमार्ग** पु. ( परिमार्ग्यते, संस्क्रियते, परि+मृज्+घञ् ) સાફ કરવું, સ્વચ્છ કરવું.

**परिमार्गण** न. ( परि+मृग्+ल्युट् ) શોધવું, તપાસવું.

**परिमार्गितव्य** त्रि. ( परि+मृग्+तव्यच् ) શોધવાલાયક, તપાસવા લાયક.

**परिमार्गिन्** त्रि. ( परि+मृग्+णिनि ) શોધ કરનાર, તપાસ કરનાર, ખોળ કરનાર.

**परिवादिनी** स्त्री. ( परिवादिन्+स्त्रियां ङीप् ) સાત તારવાળી વીણા.

**परिवाप** पु. ( परि+वप्+घञ् वा दीर्घः ) વપન–મુંડવું, મુંડન, જલસ્થાન, હજામત, परिच्छेद શબ્દ જુઓ.

**परिवापण** न. ( परि+वप्+णिच्+ल्युट् ) હજામત, મુંડન.

**परिवापित** त्रि. ( परि+वप्+णिच्+कर्मणि क्त ) મુંડેલ, હજામત કરેલ.

**परिवापित** त्रि. ( परिवापे नियुक्तः ) મુંડન કરવામાં યોજેલ, હજામતમાં નિયોજેલ.

**परिवार** पु. ( परिव्रियतेऽनेन, परि+वृ+करणे घञ् ) કુટુમ્બ વિગેરે પરિવાર, તરવારનું મ્યાન, ઢાંકવાનું સાધન.

"मनुष्यवाह्यं चतुरस्रयानमध्यास्य कन्या परिवारशोभि" रघुः

**परिवार** पु. ( परिव्रियते, परि+वृ+भावे घञ् ) ઘેરવું, વીંટવું, ઢાંકવું.

**परिवारक** त्रि. ( परि+वृ+ण्वुल् ) ઢાંકનાર વીંટનાર, ઘેરનાર.

**परिवारण** न. ( ,,+वृ+णिच्+ल्युट् ) વારવું, અટકાવવું, નિવારણ.

**परिवारता** स्त्री. ( परिवारस्य भावः तल्+टाप् ) કુટુમ્બપણું, પરિવારપણું.

**परिवारत्व** न. ( परिवारस्य भावः त्व ) ઉપરનો અર્થ.

**परिवारवत्** त्रि. ( परिवार+अस्त्यर्थे मतुप् मस्य वः) કુટુમ્બવાળું, વરતારી બહોળા કુટુમ્બયુક્ત.

**परिवारवत्** अव्य. ( परिवारेण तुल्यम् परिवार+वत् ) કુટુંબ વગેરે પરિવારની પેઠે.

**परिवारित** त्रि. ( परि+वृ+क्त ) ઘેરેલું, આચ્છાદિત–ઢાંકેલુ, અટકાવેલું, વીંટેલું.

**परिवास** पु. ( परि+वस्+घञ् ) રહેવાનું ઠેકાણું, વાસ–નિવાસ.

**परिवासन** न. ( परि+वस्+णिच्+ल्युट् ) વસાવવું.

**परिवासित** त्रि. ( परि+वस्+णिच्+क्त ) વસાવેલ, શ્રેષ્ટની સેવામાં પરાયણ.

**परिवाह** पु. ( ,,+वह्+घञ् ) પાણીનું પૂર,

**परिवाह** पु ( पर्य्यूर्णे तृणादिकं येन परि+वह्+घञ् ) પાણીનો પ્રવાહ.

"पूरोत्पीडे तडागस्य परिवाहः प्रतिक्रिया"

उत्तररामचरितम्

**परिवाहवत्** त्रि. ( परिवाह+मतुप् मस्य वः ) પાણીના પૂરવાળું, પ્રવાહવાળું જળાશય વિગેરે.

**परिवाहिन्** त्रि. ( परि+वह्+णिनि ) પ્રવાહવાળું, વહેતું વહી લઇ જનાર.

**परिविक्रय** पु. ( ,,+वि+क्री+अच् ) વેચવું, ખરીદવું.

**परिविक्रयिन्** त्रि. ( परि+वि+क्री+णिनि ) વેચાણ કે ખરીદનો વ્યાપાર કરનાર.

**परिवित्त** पु. ( परि+विद्+क्त न दस्य नः ) પરણેલા નાના ભાઇનો નહિ પરણેલો મોટો ભાઇ.

**परिवित्ति** पु ( ,, विद्+क्तिच् ) ઉપરનો અર્થ.

**परिवित्तिता** स्त्री. ( परिवित्तेर्भावः तल् टाप् ) નાના ભાઇનું લગ્ન કરી મોટાભાઇને વાંઢો રાખવો તે.

**परिवित्तित्व** न. ( परिवित्तेर्भावः ) ઉપર પ્રમાણે અર્થ.

**परिविद्ध** पु. ( परि+व्यध्+क्त ) કુબેર.

**परिविद्ध** त्रि. ( ,, ,, ) ચારે તરફથી વિંધેલ.

**परिविन्दक** पु. ( परि+विद्+ण्वुल् ) મોટો ભાઈ કુંવારો હોય છતાં પરણનાર નાનો ભાઇ.

**परिविन्दत्** पु. ( परित्यज्य अतिक्रम्य ज्येष्ठं विन्दति, भार्यामिग्न्याधानं वा, विद् लाभे+शतृ ) ઉપરનો અર્થ.

**परिविन्न** पु. ( परि+विद्+क्त तस्य दस्य च नः ) પરણેલા નાનાભાઇનો વાંઢો વડીલભાઇ.

**परिविष्ट** त्रि. ( परि+विश् विष् वा+क्त ) વ્યાપ્ત, પીરસેલું, ચાકરી કરેલ, દાખલ થયેલ, પ્રવેશ કરેલ.

**परिविष्टि** स्त्री. ( ,, ,, ,, वा क्तिन् ) સેવા, ચાકરી, વ્યાપ્તિ, વ્યાપવું તે.

**परिविष्णु** अव्य. ( परितः विष्णुः ) ચારે તરફ વિષ્ણુ.

**परिविहार** पु. ( परि+वि+हृ+घञ् ) ક્રીડા, વિહાર, રમતગમત.

**परिविह्वल** त्रि. ( परितः विह्वलः ) અત્યન્ત વિહ્વળ, વ્યાકુળ, અત્યન્ત ગભરાયેલ.

**परिविह्वलता** स्त्री. ( परिविह्वलस्य भावः तल्+टाप् ) અત્યન્ત વિહ્વળપણું, ગભરાપણું, ગભરાટ.

**परिविह्वलत्व** न. ( ,, भावः ) ઉપરનો અર્થ.

પુર્ણિમા કે અમાસની વચ્ચેનો સમય, પ્રસંગ, અવસર.

**पर्वपूर्णता** स्त्री. ( पर्वणः पूर्णता ) પર્વનું સમાપ્તપણું, ઉત્સવ વિગેરેની સમાપ્તિ–પૂર્ણતા.

**पर्वमूला** स्त्री. ( पर्वणि पर्वणि मूलं यस्याः मूलान्तत्वात् टाप् ) શ્વેતધરો, ધોળીદુર્વા.

**पर्वयोनि** पु. ( पर्व ग्रन्थिः योनिरुत्पत्तिसाधनमस्य ) શેલડી વગેરે જે ગાંઠમાંથી ઉગે છે તે.

**पर्वरीण** पु. ( पर्परीण पृषो. ) પાંદડાના ચૂર્ણનો રસ, પવન, ગર્વ, પાંદડાની રગ, મડદુ, દ્યૂત કંબલ.

**पर्वरीण** न. ( पर्वन् पृषो. ) પર્વ, ઉત્સવ.

**पर्वरुह्** पु. ( पर्वसु ग्रन्थिषु रोहति रुह्+क्विप् ) દાડમ.

**पर्ववल्ली** स्त्री. ( पर्वप्रधाना ग्रन्थिबहुला वल्ली ) માલા દૂર્વા, ધરોની એક જાત.

**पर्वसन्धि** पु. ( पर्वणोः सन्धिः ) પડવે અને પુનમ અથવા અમાવસ્યા તેનો સંધિ–જોડાણ.

**पर्वावधि** पु. ( पर्वणः अवधिः ) પર્વનો અંત.

**पर्वास्फोट** पु ( पर्वणः आस्फोटः ) આંગળીના વેઢાનો ફોલ્લો.

**पर्वित** पु. ( पर्व ग्रन्थिर्जातमस्य, पर्व+इतच् ) એક જાતનું માછલુ.

**पर्वेश** पु. ( पर्वणः ईशः ) ગ્રહણના જુદા જુદા સમય ના માલીક.

**पर्शान** न. ( पार्श्वस्थानम् पृषो. ) પડખાનું સ્થાન–પાર્શ્વસ્થાન.

**पर्शान** पु. મેઘ.

**पर्शान** त्रि. પીડા કરાતું, વિચારનેયોગ્ય.

**पर्शु** पु. ( परं शत्रुं शृणाति, शृगि हिंसे+कु स डित् पृषो. अलोपः, यद्वा स्पृशति शत्रून् स्पृश्+शुन् धातोश्च पृ आदेशः ) હરકોઇ આયુધ–હથિયાર, ફરસી, કુહાડી.

**पर्शुका** स्त्री. ( पर्शुरिव प्रतिकृतिः, पर्शु+कन्+टाप् ) એક જાતની પડખાની પાંસળી.

**पर्शुपाणि** पु. ( पर्शुः पाणावस्य ) ગણેશ–ગણપતિ, પરશુરામ.

**पर्शुराम** पु ( पर्शुसहितो जातो रामः ) જમદગ્નિના પુત્ર પરશુરામ.

**पर्शुल** त्रि. ( पर्शुः तदाकारमस्थि यस्य पर्शु+लच् ) હાડકાં-વાળું.

**पर्श्वध** पु. ( परश्वध+पृषो. ) ફરસી, કુહાડી.

**पर्श्वादि** पु. પાણિનીય વ્યાકરણ પ્રસિદ્ધ શબ્દગણ स च. पर्शु, असुर, रक्षस्, वाह्लीक, वयस्, वसु, मरुत्, सत्त्वत्, दशार्ह, पिशाच, अशनि, कार्षापण इति.

**पर्ष्** ( भ्वा. आ. अ. सेट् पर्षते ) માયાળું થવું, સ્નેહ-વાળું થવું.

**पर्षद्** स्त्री. ( परिसीदन्त्यस्याम्, परि+सद्+क्विप् षत्वम् बाहु. इकारलोपः ) સભા, ધર્મોપદેશકોની મળેલી સભા.

**पर्षद्वल** त्रि. ( पर्षत् सभा विद्यते यस्य, पर्षत्+वलच् ) સભાસદ, સભામાં બેસનાર.

**पर्षिक** त्रि. ( पर्षः पूर्णम् पर्ष+अस्त्यर्थे ठन् ) પૂરણ કરવા યોગ્યવડે યુક્ત.

**पर्ष्वन्** त्रि. ( पृष्+वनिप् ) ભરવા યોગ્ય, પૂર્ણ કરવા યોગ્ય, પુરૂ કરવા લાયક.

**पल्** ( भ्वा. प. स. सेट् पलति ) જવું, ગમન કરવું, પલાયન કરવું.

**पल्** ( चुरा. उभ. स. सेट् पालयति–ते ) રક્ષણ કરવું, પાળવું, બચાવવું.

**पल** न. ( पलति, पल्+अच् ) માંસ, જ્યોતિષનો ઘડી કરતાં ઓછો કાળ, આઠ રતિને બે માસાનું વજન, ચાર તોલા ભાર, ચારકર્ષ.

**पल** पु. ( पल्+अच् ) ખંખેરેલા અનાજનું ઘાસ–પરાળ વિગેરે, પાસાની ગતિ.

**पलक्या** स्त्री. ( पलकं मांसं तदवृद्धये हितम्. पलक+ यत्+स्त्रियां टाप् ) એક જાતનું શાક.

**पलक्ष** पु. ( वलक्ष पृषो. ) ધોળો રંગ.

**पलक्ष** त्रि. ( ,, ,, ) ધોળું, ધોળા રંગનું.

**पलक्षार** पु. ( पलस्य मांसस्य क्षार इव उत्पादकत्वात् ) રૂધિર, લોહી.

**पलगण्ड** पु. ( पलं मांसमिव मृदादिना भित्तिं गण्डति लिम्पति गण्ड्+अच् ) લીંપનાર પુરૂષ, ઘર વિગેરે ધોળનાર કડીઓ, લેપક.

**पलङ्कट** त्रि. ( पलं मांसं कटति भीत्या, कट् आवरणे वा. खच् मुम् ) ભીરુ, બીકણ.

**पलङ्कर** पु. ( पलं करोति, कृ+वा. खच् मुम् ) શરીર માંની પિત્તધાતુ.

रस्य लः ) पर्यङ्क શબ્દ જુઓ.

**पल्ययन** न. (परि+अय् करणे+ल्युट् रस्य लः) ઘોડાનું જીન, પલાણ.

**पल्याण** न. (पर्याणं रस्य लत्वम्) ઉપરનો અર્થ.

**पल्युल्** (चुरा. उभ. स. से. पल्युलयति–ते) છેદવું, કાપવું, પવિત્ર કરવું.

**पल्यूल्** (चु. उभ. स. से. पल्यूलयति–ते) ઉપર પ્રમાણે અર્થ.

**पल्ल्** (भ्वा. पर. स. से. पल्लति) ગમન કરવું, જવું.

**पल्ल** पु. (पदं लाति, ला+क पादस्थाने पत्, पल्लति शस्यादिग्राचुर्य्ये गच्छति पल्ल्+अच्) અનાજ ભરવાનું એક જાતનું પાત્ર, ટોપલો કોઠી વિગેરે.

**पल्लल** पु. न. (पल्वलं पृषो.) નાનું તળાવ, સરોવર, ખાબોચીયું.

**पल्लव** पु. न. (पल्यते इति पल्+क्विप् लूयतेऽइति लू+अप् लवः, पल् चासौ लवश्च) ઝાડનું નવું પાંદડું, કુંપળ, નવા કુંપળવાળી શાખા, વિસ્તાર, લાખનો રંગ. અળતાનો રંગ, બળ, સ્ત્રી પુરૂષનો પ્રેમ, વલય, ઝાડ, શૃંગાર, ચંચળપણું, અરણ્ય–વન.

**पल्लवक** पु. (पल्लव इव कायति कै+क) એક જાતનું માછલું, વેશ્યાનો પતિ, આસોપાલવનું ઝાડ.

**पल्लवक** पु. न. ( ,, ,, ) નવું પાંદડું, કુંપળ.

**पल्लवद्रु** पु. (पल्लवप्रधानो द्रुः) આસોપાલવનું ઝાડ.

**पल्लवद्रुम** पु. (पल्लवप्रधानो द्रुमः) ઉપરનો અર્થ.

**पल्लवाङ्कुर** पु. (पल्लवस्याङ्कुरो यत्र) શાખા, ડાળ.

**पल्लवाद्** पु. (पल्लवानत्ति, अद्+अण्) હરણ, મૃગ.

**पल्लवादी** स्त्री. (पल्लवाद+जाति. ङीप्) મૃગલી, હરણી.

**पल्लवाधार** पु. (पल्लवस्य आधारः) ડાળ, શાખા.

**पल्लवास्त्र** पु (पल्लवं अस्त्रं यस्य) કામદેવ.

**पल्लविक** त्रि. (पल्लवः इव अस्त्यस्य ठन्) પ્રિય, આ-શક, કામુક, કાન્ત.

**पल्लवित** त्रि. (पल्लवं नूतनपत्रं विस्तारो वा जातः अस्य इतच्) નવાં પાંદડાંવાળું, વિસ્તારવાળું, લાલ રંગે રંગેલું, લાખથી રંગેલું.

**पल्लवित** पु. લાખનો રંગ.

**पल्लविन्** पु. (पल्लव+अस्त्यर्थे इनि) વૃક્ષ, ઝાડ.

**पल्लि** स्त्री. (पल्ल्+इन्) નાનું ગામડું, ગામ, ઘર, ઝુંપડી, કુટી, ઘરનો સમુદાય, જગા, પ્રદેશ.

**पल्लिका** स्त्री. (पल्लि+स्वार्थे क+टाप्) ઉપર પ્રમાણે અર્થ.

**पल्लिवाहु** पु. (पल्लिं क्षुद्रग्रामं वाहयति निर्वाहयति वह्+उण्) એક જાતનું ઘાસ.

**पल्ली** स्त्री. (पल्लं गृहमाश्रयत्वेनास्त्यस्याः अच्+ङीप्) ગરોળી.

**पल्ली** स्त्री. (पल्लि+वा ङीप्) पल्लि શબ્દ જુઓ.

**पल्वल** न. (पल्+वल ) નાનું તલાવ, ખાબોચીયું.

**पल्वलावास** पु. (पल्वले आवासो यस्य) કાચબો.

**पव** पु. (पू+भावे अप्) સૂપડાના વાયુથી ધાન્ય વિગેરેનાં ફોતરાં કાઢી નાંખવાં તે, ઝાટકવું.

**पव** पु. (पू+कर्त्तरि अच्) વાયુ, પવન.

**पव** न. (पू+अच्) ગાયનું છાણ, ગોમય.

**पवन** न. (पूयतेऽग्निसंयोगेन यस्मिन्, पू+आधारे ल्युट्) કુંભારનો નીભાડો.

**पवन** न. (पू+करणे ल्युट्) જલ, સુપડાના પવનથી ધાન્યનાં ફોતરાં વગેરે કહાડી નાંખવાં તે, એક જાતનું ઘાસ.

**पवन** पु. (पू+कर्त्तरि ल्यु) વિષ્ણુ, પરમાત્મા, વાયુ. "पवनःपावनोऽनिलः" विष्णु. स.

**पवन** त्रि. (पू+ल्युट्) પવિત્ર, સ્વચ્છ, પ્રયત્નવાળું.

**पवनतनय** पु (पवनस्य तनयः) ભીમસેન, હનુમાન.

**पवनप्रभव** पु. (पवनात् प्रभवति, प्र+भू+अच्) અગ્નિ, ભીમસેન, હનુમાન.

**पवनविजय** पु. (पवनः श्वासवायुर्विजयतेऽनेन, वि+जि+करणे अच्) શ્વાસોચ્છ્વાસની ગતિના ભેદથી સારૂં ખોટું સૂચવનાર એક પ્રકારનો ગ્રન્થ, જેમાં સ્વરનું જ્ઞાન જણાવેલું હોય છે.

**पवनव्याधि** पु. (पवनः वायुरोग एव व्याधिरस्य) ઉદ્ધવ, શ્રીકૃષ્ણના મિત્ર.

**पवनव्याधि** पु. (पवनात् प्रकुपितवायोरुत्पन्नो व्याधिः) વાયુનો રોગ–વાયુ.

**पवनव्याधि** त्रि. (पवनस्य व्याधिर्यस्य) વાયુના રોગ-વાળું, ફેફસાના રોગવાળું.

**पवनसुत** पु. (पवनस्य सुतः) હનુમાન, ભીમસેન.

**पवनात्मज** पु. (पवनस्य आत्मजः) હનુમાન, ભીમ-

ભાગનાર.

**पलाल** पु. न. ( पलति शस्यशून्यत्वं प्राप्नोति पल्+कालन् ) ધાન્ય વગરનું અનાજની સોટીનું ઠુંઠું, પરાળ.

**पलालदोहद** पु. ( पलालं दोहदं यस्य ) આંબાનું ઝાડ.

**पलालिन** त्रि. ( पलाली+अस्त्यर्थे पामादि० न ह्रस्वश्च ) માંસના સમૂહવાળું.

**पलाली** स्त्री. ( पलालस्य समूहः ) માંસનો સમૂહ.

**पलाश** न. ( पलं गतिं कम्पनम् अश्नुते, पल+अश् व्याप्तौ +अण् ) પાંદડું, નવું કુંપળીયું.

"बालेन्दुवक्राण्यविकाशभावात्, बभुः पलाशान्यतिलोहितानि" कुमारसं०

**पलाश** पु. ( पलं मांससवर्णं अश्नुते, अश् व्याप्तौ+अण् ) ખાખરાનું ઝાડ.

**पलाश** पु. ( पलं मांसमश्नाति, अश् भोजने+अण्, यद्वा पले मांसे आशा यस्य ) રાક્ષસ, લીલો રંગ, મગધદેશ.
"निर्दग्धुं निखिलाः पलाशसमिधो मेध्यादयोध्यारणेः" रामायणचम्पू

**पलाश** त्रि. (पलवद् हरिद्वर्णेन अश्यते व्याप्यते अश्+घञ् ) લીલું, લીલારંગનું, ધાતકી, દુષ્ટ, માંસ ખાનાર.

**पलाशक** पु. ( पलाश+संज्ञायां कन् ) ખાખરાનું ઝાડ, શઠી-વનસ્પતિ.

**पलाशपर्णी** स्त्री. ( पलाशस्य पर्णमिवपर्णं यस्याः ङीप् ) અશ્વગન્ધા–આસોંદ વનસ્પતિ.

**पलाशाख्य** पु. ( पलाशं तत्पुष्पगन्धमाख्याति, आ+ख्या +क ) ડીકામાલી.

**पलाशाख्या** स्त्री. ( पलाशाख्य+स्त्रियां टाप् ) ડીકામાલી.

**पलाशादि** पु. પાણિનીય વ્યાકરણનો શબ્દગણ.
स च–पलाश, खदिर, शिंशपा, स्पन्दन, पुलाक, करीर, शिरीष, यवाश, विकङ्कत.

**पलाशान्ता** स्त्री. ( पलाशानामन्तो गन्धवान् यस्याः ) અજમોદ વનસ્પતિ.

**पलाशिन्** पु. ( पलाशं विद्यतेऽस्य, पलाश+इन् ) વૃક્ષ.

**पलाशिन्** पु. ( पलं मांसं अश्नाति, अश्+णिनि ) રાક્ષસ.

**पलाशिन्** त्रि. ( पलाशं विद्यतेऽस्य णिनि ) પાંદડાવાળું, પત્રયુક્ત, માંસ ખાનાર.

**पलाशिल** त्रि. ( पलाशस्यादूरदेशा० पलाश+इल ) પાંદડાની સમીપનો પ્રદેશ વિગેરે, ખાખરાની ઝાડની સમીપનો પ્રદેશ વિગેરે.

**पलाशी** स्त्री. ( पलाश+गौरादि० ङीष् ) રાક્ષસણી, લાખ, શઠી વનસ્પતિ.

**पलाशीय** त्रि. ( पलाशमस्त्यस्य उत्करा० छ ) પાંદડાવાળું, પત્રયુક્ત.

**पलिक** त्रि. (पलं मानत्वेनास्त्यस्य ठन् ) એક પલ જેટલા માપવાળું.

**पलिक्नी** स्त्री. ( पलिता वृद्धा स्त्री छन्दसि क्न नन्तत्वात् ङीप् ) ધોળા વાળવાળી વૃદ્ધ સ્ત્રી, નાની ગભિણી ગાય.

**पलिघ** पु. (परिघ रस्य लः) કાચનો કુંપો, કિલ્લો, ગાયનું ઘર–ગૌશાલા, परिघ શબ્દ જુઓ, માટીનું પાણીનું પાત્ર, ઘરનો બાહેરનો દરવાજો.

**पलित** न. ( पल्+भावे क्त ) વૃદ્ધાવસ્થાથી થતી કેશની ધોળાશ, કેશપાક–પળીયાં, તાપ, ગરમી, કાદવ, ગુગળ. મરી, શિલાજીત.

**पलित** त्रि. ( फलति वृद्धावस्थायां केशशौक्ल्यं प्राप्नोति, फल्+उणा. इतच् फस्य पः ) કેશપાકવાળું, વૃદ્ધ, ઘરડું, પળીયાવાળું.
"अंगं गलितं पलितं मुण्डं दशनविहीनं जातं तुण्डम्। वृद्धो याति गृहीत्वा दण्डं तदपि न मुञ्चत्याशा पिण्डम् भजगोविन्दम्"॥

**पलितङ्करण** न. ( अपलितं पलितं क्रियतेऽनेन च्व्यर्थे ख्युन् मुम् ) પળીયાં ન હોય તેને પળીયાંવાળું કરવાનું સાધન.

**पलितम्भविष्णु** त्रि. ( अपलितः पलितो भवति–अभूततद्भावे, भू+कर्त्तरि खिष्णुच् मुम् ) પળીયાંવાળો ન હોય તે પળીયાવાળો થનાર.

**पलितम्भावुक** त्रि. ( अपलितः पलितो भवति, भू+खुकञ् ) ઉપરનો અર્થ.

**पलितिन्** त्रि. ( पलित+इनि ) પળીયાંવાળું, વૃદ્ધ.

**पलोट** पु. પંડોળાનું ઝાડ.

**पल्य** त्रि. ( पल्+यत् ) ઉત્તમ, શ્રેષ્ઠ, ઉમદા.

**पल्यवर्चस** त्रि. ( पल्यं वर्चः यस्य अच् ) ઉત્તમ તેજવાળું.

**पल्यङ्क** पु. ( परितोऽङ्क्यतेऽत्र, परि+अकि लक्षणे+घञ्

पवित्रीकरण न. ( पवित्र+च्वि+कृ+ल्युट् ) પવિત્ર કરવું, શુદ્ધ કરવું.

पवित्रीकृत त्रि. ( पवित्र+च्वि+कृ+क्त ) પ[illegible] શુદ્ધ કરેલું.

पवित्रीभवन न. ( पवित्र+च्वि+भू+ल्युट् ) શુદ્ધ થવું.

पवित्रीभाव पु. ( पवित्र+च्वि+भू+घञ् )

पवित्रीभूत त्रि. ( पवित्र+च्वि+भू+क्त ) [illegible] શુદ્ધ થયેલ.

पविन्द पु. તે નામના ૠષિ.

पवीतृ त्रि. ( पू+तृच् वेदे इटो दीर्घः ) પવિત્ર શુદ્ધ કરનાર.

पवीनस पु. ગર્ભને ઉપદ્રવ કરનાર એક અસુર.

पवीर न. ( पवि+स्वार्थे ईर ) આયુધ, હથીયાર, વજ્ર, ફાલ-હળનો આગલો ભાગ.

पवीरव पु. ( पवे रवः वेदे दीर्घः ) વજ્રનો શબ્દ–અવાજ.

पव्य त्रि. ( पू+यत् ) પવિત્ર કરવા લાયક, શુદ્ધ કરવા યોગ્ય, યજ્ઞપાત્ર વિગેરે.

पश् ( भ्वा. उभ. स. सेट् पशति–ते ) બાધ કરવો, હરકત કરવી, અડચણ કરવી, ગમન કરવું, સ્પર્શ કરવો, બાંધવું, બેડીમાં નાખવું.

पश् ( अदन्त चु. उभ. स. सेट् पशयति–ते ) સ્પર્શ કરવું, અડકવું, જવું, ગમન કરવું, બેડીમાં નાંખવું, બાંધવું.

पश् ( चु. उभ. सेट् पाशयति–ते ) બાંધવું, કેદ કરવું.

पशव्य त्रि- ( पशवे हितं यत् ) પશુના હિતનું.

पशव्य त्रि. ( पशोरिदम् यत् ) પશુ સમ્બન્ધી.

पशु पु. ( सर्वमविशेषेण पश्यति, दृश्+कु पशादेशः ) રુંવાટી અને પુછડાવાળું મૃગ વિગેરે પશુ, હરકોઈ પ્રાણી, દેવ, ભૂત, બકરો, એક યજ્ઞ, યજ્ઞનો ઉમરો, તંત્ર પ્રસિદ્ધ સાધકોનો એક ભાવ, શૈવમત પ્રમાણે જીવાત્મા, અગ્નિ, પિંપળાનું ઝાડ.

पशु अव्य. ( दृश्+कु पशादेशश्च ) દેખવું, જોવું.

पशुकल्प पु. ( पशोः यज्ञीयपशोः कल्पः ) યજ્ઞાંગ પશુનું સંસ્કારાદિ કર્મ.

पशुक्रिया स्त्री. ( पशोरिव क्रिया कार्यम् ) મૈથુન, ગ્રામ્ય[illegible]

[illegible] ક્રીડા.

[illegible] स्त्री. ( पशुकर्णजप्या गायत्री ) યજ્ઞમાં [illegible]ના પશુના કાનમાં કહેવાનો એક મન્ત્ર.

[illegible] ( पशोः घातः ) પશુનો વધ.

[illegible] ( पशोरिव [illegible] आचारः ) પશુના [illegible]ચાર.

[illegible] तन्त्रम् ) અનેકને ઉદ્દેશીને [illegible]ણ, પશુને સ્વાધીન,

[illegible] પશુપણું.

[illegible] પનાર,

[illegible]

[illegible]પક

તે દેરી.

पशुधर्म पु. [illegible]

[illegible] મૈથુન [illegible]

જંગલીપણું.

पशुनाथ पु. ( पशू[illegible]

ધણી.

पशुप त्रि. ( पशून् पाति, प[illegible] પશુઓનો સ્વામી.

पशुप पु. ( पशूनाम् पतिः ) મહાદેવ.

पशुपति पु. ( पशूनाम् पतिः ) મહાદેવ[illegible] વેદની કર્મકાંડપદ્ધતિ બનાવનાર એક [illegible] ઔષધિ, પશુઓનો માલીક.

पशुपल्वल न. ( पशूनाम् प्रियं पल्वलमिव ) [illegible] નાગરમોથ, "कैवर्तीमुस्तक"

पशुपाल त्रि. ( पशून् पालयति, पालि+अण् ) પશુઓનો પાળનાર, પશુઓનું રક્ષણ કરનાર.

पशुपालक त्रि. ( पशून् पालयति, पालि+ण्वुल् ) ઉપરનો અર્થ.

पशुपालन न. ( पशूनाम् पालनम् ) પશુઓનું પાલન, પશુઓનું રક્ષણ કરવું.

સેન, અગ્નિ.

**पवनाम्बुज** पु. ( पवनाम्बुभ्यां जायते, जन्+ड ) એક જાતનું ઝાડ–ફાલસા. परूषफल.

**पवनाल** पु. ( पवनायालति पर्याप्नोति, अल्+अच् ) યાવનાલ નામે ધાન્ય વિશેષ.

**पवनाश** पु. ( पवनमश्नाति, पवन+अश्+अण् ) સર્પ, સાપ.

**पवनाश** त्रि. ( पवनमश्नाति पवन+अश्+अण् ) વાયુ ભક્ષણ કરનાર, પવન ખાનાર.

**पवनाशन** पु. ( पवनः अशनं यस्य ) સર્પ, સાપ.

**पवनाशन** त्रि. ( ,, अशनं यस्य ) વાયુનું ભક્ષણ કરનાર.

**पवनाशनाश** पु. ( पवनाशनं अश्नाति, अश्+अण् ) સર્પ ખાનાર મોર, ગરૂડ પક્ષી.

**पवनाशनाशी** स्त्री. ( पवनाशनाश+स्त्रियां जाति ङीष् ) ગરૂડ પક્ષિણી, મોર પક્ષિણી, ઢેલ.

**पवनाशनी** स्त्री. ( पवनाशन+स्त्रियां ङीष् ) સાપેણ, સર્પિણી.

**पवनाशी** स्त्री. ( पवनाश+स्त्रियां जाति. ङीष् ) ઉપરનો અર્થ.

**पवनाहत** त्रि. ( पवनेन आहतः ) પવને હલાવેલું, વાતરોગના આઘાતવાળું.

**पवनेश्वर** न. કાશીમાં આવેલું શીવલીંગ.

**पवनेष्ट** पु. ( पवने पवनवृद्धौ इष्टः ) મોટા લીંબડાનું ઝાડ.

**पवमान** पु. ( पू+ताच्छील्ये शानच् ) વાયુ, ગાર્હપત્ય અગ્નિ, સોમ.

**पवमान** त्रि. ( पू+शानच् ) શુદ્ધ કરતું, સ્વચ્છ કરતું

**पवमानात्मज** ( पवमानस्य वायोरात्मजः ) ગૃહસ્થનો કાયમ રહેતો ગાર્હપત્ય અગ્નિ.

"पवमानात्मजो ह्यग्निः हव्यवाहन उच्यते"

**पवष्टुरिक** पु. તે નામે ૠષિ.

**पवाका** स्त्री. ( पू+आक+निपातनात् टाप् ) વંટોળીયો, વાવાઝોડું.

**पवि** पु. ( पू शोधे+इ ) ઇન્દ્રનું વજ્ર.

**पवि** स्त्री. ( पू+इ ) વાણી, વાચા.

**पवित** त्रि. ( पूयते स्म, पूङ् शोधे+वा. इट्+क्त न कित्वम् ) પવિત્ર, પવિત્ર કરેલ, શુદ્ધ કરેલ.

**पवितव्य** त्रि. ( पूङ् शोधे वा. इट्+तव्यच् ) શુદ્ધ કરવા યોગ્ય, પવિત્ર કરવા યોગ્ય.

**पवित** न. કાળાં મરી.

**पवितृ** त्रि. ( पू+तृच् ) પવિત્ર કરનાર, શુદ્ધ કરનાર.
"तनुश्रिया यस्य तृणं स मन्मथः
कुलश्रिया यः पवितास्मदन्वयम्" नैषधे.

**पवित्र** त्रि. ( पू+इत्र ) પવિત્ર, શુદ્ધ, સ્વચ્છ.
"नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते"

**पवित्र** पु. न. ( पूयते आज्यमनेन, पू+करणे इत्र ) હોમમાં નાખવા યોગ્ય ઘીને શુદ્ધ બનાવનાર બે દર્ભ, અનામિકા આંગળીમાં પહેરવાની દર્ભની વીંટી–પવિત્ર, જનોઇ, વિષ્ણુ, અર્ધ્યપાત્ર, ઘી, મધ, તાંબુ, પાણી.

**पवित्र** न. ( पूयतेऽनेन पू+करणे इत्र ) વરસવું, વૃષ્ટિ, ઘર્ષણ–ઘસવું તે.

**पवित्र** पु. ( पुनाति, पू+कर्त्तरि इत्र ) તલનું ઝાડ "पुत्रजीव"–જીયા–પોતો નામે વૃક્ષ, કાર્તિક સ્વામી.

**पवित्रक** पु. ( पवित्रमिव कायति कै+क, स्वार्थे क, संज्ञाया कन् वा ) पवित्र શબ્દ જુઓ, પીંપળાનું ઝાડ, ઉંબરાનું ઝાડ, દર્ભ–ડાભ, દમનક–ડમરો વૃક્ષ.

**पवित्रक** न. ( पवित्र+स्वार्थे क ) માછલાં પકડવાની જાળ–શણની દોરી.

**पवित्रता** स्त्री. ( पवित्रस्य भावः तल् टाप् ) પવિત્રપણું, શુદ્ધપણું.

**पवित्रत्व** न. ( पवित्रस्य भावः ) ઉપરનો અર્થ.

**पवित्रधान्य** न. ( पवित्रं धान्यम् ) જવ.

**पवित्रा** स्त्री. ( पवित्र+स्त्रियां टाप् ) તુલસી, એક નદી, હળદર, પીપળનું ઝાડ.

**पवित्रारोपण** न. ( पवित्रस्य यज्ञोपवीतस्य आरोपणं प्रदानं ) વિષ્ણુ વગેરે દેવને ઉદ્દેશી જનોઇ આપવી તે, જનોઈ આપવી, જનોઈ પહેરવી.

**पवित्रारोहण** न. ( पवित्रस्य यज्ञोपवीतस्य आरोहणम् ) વિષ્ણુ વિગેરેને જનોઈ ચઢાવવી.

**पवित्रित** त्रि. ( पवित्रमस्य जातः, पवित्र+इतच् ) પવિત્ર કરેલું, શુદ્ધ કરેલું.

"मूलाधारात् प्रथममुदितो यस्तु तारः पराख्यः ।
पश्चात् पश्यन्त्यथ हृदयगो बुद्धियुङ्मध्यमाख्यः" अलङ्का०कौ०

**पश्वयन** न. એક જાતનો યજ્ઞ.

**पश्वयन्त्र** न. ( पशोरिदं वा. इव, पश्वे यन्त्रम् ) પશુઓને નીકળવાનું યન્ત્ર, પશુ સંબંધિ યંત્ર.

**पश्ववदान** न. ( पशोरङ्गविशेषस्यावदानं छेदनम् ) પશુઓના અમુક અમુક અંગનું છેદન, યજ્ઞીય પશુનું અંગ છેદવું તે.

**पश्वाचार** पु. ( पशूनाम् अधिकारिविशेषाणामाचारः ) તાંત્રિકમત પ્રસિદ્ધ એક જાતનું આચરણ.
"वेदोक्तेन यजेद्देवीं, कायसंकल्पपूर्वकं
स एव वैदिकाचारः पश्वाचारः स उच्यते"

**पश्वाचार** पु. ( पशोः आचारः ) પશુનું આચરણ.

**पश्विज्या** स्त्री. ( पशुना इज्या ) એક પશુયાગ.

**पश्विष्टका** स्त्री. અગ્નિચયનાર્થ ઈષ્ટિકા વિશેષ.

**पश्विष्टि** स्त्री. ( पशोरिष्टिः ) પશુયજ્ઞના અવયવ રૂપ એક ઇષ્ટિ.

**पश्वेकादशिनी** स्त्री ( एकादश परिमाणस्य, डिनि+ङीप् पशुना एकादशिनी ) અગીયાર પશુઓથી સાધ્ય યજ્ઞ.

**पष्** ( भ्वा. उभ. स. सेट् पषति-ते ) હરકત કરવી, હણવું.

**पष्** ( चु. उभ. स. सेट् पाषयति-ते ) પાશ નાખવો, બાંધવું, કેદ કરવું.

**पष्** ( अदन्त० चु. उभ. स. सेट् पषयति-ते ) સ્પર્શ કરવો, જવું.

**पष्ठवाह्** पु. ( पृष्ठेन वहति पष्ठं भारं वा वहति, वह्+ण्वि पृषो. ) ભાર ઉચકી શકે તેવો પાંચ વર્ષનો બળદ.

**पष्ठौही** स्त्री. ( पष्ठवाह्+स्त्रियां ङीप् वाह ऊठ् ) પાંચ વર્ષની ગાય.

**पस्** ( चु. उभ. स. सेट् ददित्वान्नुम् पंसयति-ते ) નાશ કરવો, નાશ પમાડવું.

**पस्** ( भ्वा. उ. स. सेट् पसति-ते ) હરકત કરવી, હણવું.

**पस्** ( चुरा. उ. स. सेट् पासयति-ते ) બાંધવું, કેદ કરવું.

**पस्** ( अदन्त० चुरा. उभ. स. सेट् पसयति-ते ) અડકવું, જવું.

**पसस्** न. ( पस्+असुन् ) રાષ્ટ્ર, દેશ.

**पस्त्य** न. ( अपस्त्यायन्ति संघीभूय तिष्ठन्ति जीवा यत्र अप+स्त्यै+क उपसर्गस्याकारलोपो निपा. ) ઘર, ગૃહ.

**पस्त्यावत्** त्रि. ( पस्त्यमस्त्यस्येति, मतुप् मस्य वः दीर्घः ) ઘરવાળું.

**पस्पश** पु. હરકોઇ શાસ્ત્રનો આરંભ કરવામાં સમર્થ ઉપોદ્ઘાત, સંદર્ભ-ગ્રન્થ વિશેષ.
"राजनीतिरपस्पशा" माघः

**पन्हव** पु. દાઢિ, મુછ રાખનાર એક મ્લેચ્છ જાતિ.

**पन्हिका** स्त्री. ( अप+हृनु+वा. ड संज्ञायां कन् कापि अत इत्वम् अपस्याऽल्लोपः) वारिपृश्नी નામની વનસ્પતિ.

**पा** ( भ्वा. प. स. अनिट् पिबति ) પાન કરવું, પીવું.

**पा** ( अदा. प. स. सेट् पाति ) રક્ષણ કરવું, પાળવું.

**पा** त्रि. ( पा+क्विप् ) પીનાર, રક્ષણ કરનાર.

**पांशन** त्रि. ( पसि+ल्यु. वा. दीर्घः पृषो. वा ) દૂષક, દોષ આપનાર, દૂષણ આપનાર.

**पांशव** पु. ( पांशोर्विकारः अण् ) એક જાતનું લવણ.

**पांशव्य** त्रि. ધૂળથી હોનાર-થનાર.

**पांशु** पु. ( पंशयति नाशयति आत्मानं, पशि+कु दीर्घश्च ) ધૂળ, અનાજ વિગેરેના પાક માટે રાખી મુકેલું છાણ વગેરેનું ખાતર, પીતપાપડો, એક જાતનું કપૂર, રૂક્ષ વિશેષ.

**पांशु** न. ખારાનું લુણ-ક્ષાર લવણ, ખારો.

**पांशुका** स्त्री. ( पांशुना कायति कै+क+टाप् ) અટકાવવાળી સ્ત્રી, એક જાતની સુગંધી ઔષધિ.

**पांशुकासीस** न. ( पांशुरिव कासीसम् ) હીરાકસી.

**पांशुकुली** स्त्री. ( पांशुना कोलति, कुल्+क+स्त्रियां ङीप् ) રાજમાર્ગ, ધોરીરસ્તો.

**पांशुकूल** न. ( पांशोः कूलमिव ) નામ વગરનો હરકોઇ જમીનનો દસ્તાવેજ.

**पांशुक्षार** न. ( पांशुरिव क्षारम् ) ક્ષાર લવણ-ખારાનું લુણ, ખારો.

**पांशुचत्वर** पु. ( पांशुमिश्चत्वर इव ) વરસાદના કરા.

**पांशुचन्दन** पु. ( पांशुर्धूलिश्चन्दनमिवास्य ) વિભૂતિ-ભસ્મ ધારણ કરનાર મહાદેવ.

**पांशुचामर** पु. ( पांशुश्चामर इवास्य ) તમ્બુ, ધૂળનો ઢગલો, નાની કાકડી, વખાણ-તારીફ.

**पशुपाश** पु. ( पशुरूपजीवानां पाशः ) પશુરૂપ જીવોનો બન્ધ.

**पशुपाशक** पु. ( पशुपाश+कै+कः ) તે નામનો રતિ બન્ધ.

**पशुप्रेरण** न. ( पशूनाम् प्रेरणम् ) પશુને હાંકવું તે.

**पशुप्रेरणा** स्त्री. ( पशूनाम् प्रेरणा ) ઉપરનો અર્થ.

**पशुमत्** त्रि. ( पशु+मतुप् ) પશુઓવાળું.

**पशुमारम्** अव्य. ( पशुमिव मारयित्वा णमुल् ) પશુની પેઠે મારીને.

**पशुमोहनिका** स्त्री. ( पशुर्मोह्यतेऽनेन, मुह्+णिच्+ल्युट्+ स्वार्थे क कापि अत इत्वम् ) લતા, વેલ, કડુ વનસ્પતિ.

**पशुयाग** पु. ( पशुकरणको यागः ) તે નામનો એક યજ્ઞ.

**पशुरज्जु** स्त्री. ( पशुबन्धनार्थं रज्जुः ) પશુને બાંધવાનું દોરડું, દામણુ વિગેરે.

**पशुराज्** पु. ( पशुषु राजते राज्+क्विप् ) સિંહ,

**पशुराज** पु. ( पशूनाम् राजा टच् समा० ) ઉપરનો અર્થ.

**पशुराजी** स्त्री. ( पशुराज+स्त्रियां जातित्त्वात् ङीप् ) સિંહણ.

**पशुवर्द्धन** न. ( पशूनाम् वर्द्धनम् ) પશુને પુષ્ટ કરનાર અમુક વ્યાપાર, પશુને પાળી તેનો વ્યાપાર કરવો તે.

**पशुष** पु. ( पशुषु सीदति सद्+ड षत्वम् ) પશુઓમાં રહેનાર દુધ દહિ વિગેરે.

**पशुसनि** त्रि. ( पशुं सनोति ददाति, सन्+इन् ) પશુ આપનાર, પશુનું દાન કરનાર.

**पशुसमाम्नायिक** त्रि. ( पशुसमाम्नाय+ठक् ) પશુયજ્ઞના મંત્ર વિગેરે.

**पशुसम्भव** त्रि. ( पशोः सम्भवति. सम्+भू+अच् ) દૂધ દહી વિગેરે, પશુમાંથી ઉત્પન્ન થનાર પદાર્થ.

**पशुहरीतकी** स्त्री. ( पशूनाम् हरितकीव हितकारीत्वात् ) આમ્રાતકનું ફળ.

**पशुहव्य** न. ( पशुकरणकं हव्यम् ) પશુયાગ.

**पश्चा** अव्य. ( पश्चात्+वेदे पृषो. ) પછી, પાછળથી, છેવટે, ત્યારપછી.

**पश्चात्** अव्य. ( अपर+प्रथमापञ्चमीसप्तम्यर्थे आति पश्चा- देशः ) અનંતર, ત્યાર પછી, પૃષ્ટભાગે. છેલ્લે.

**पश्चात्तात्** अव्य. ( पश्चात् स्वार्थे तातिल् ) पश्चा શબ્દ જુઓ.

**पश्चात्ताप** पु. ( पश्चात् चरमस्तापः ) પસ્તાવો, ભૂલ કે દોષને માટે પાછળથી થતો ખેદ; ચાલુકાર્યને અયોગ્ય માની શોક કરવો.

**पश्चात्तापिन्** त्रि. ( पश्चात्ताप+अस्त्यर्थे इनि ) ખેદકરેલું, પસ્તાવો કરનાર, શોકકરનાર.

**पश्चार्द्ध** पु. ( अपरश्चासौ अर्धश्च पश्चादेशः ) છેવટનો ભાગ, પાછલો અર્ધભાગ, અપર ભાગ.

पश्चार्द्धेन प्रविष्टः शरपतनभयाद् भूयसा पूर्वकायं" शाकुन्त.

**पश्चिम** त्रि. ( पश्चाद्भवः डिमच् ) આથમણું, પાછળ-થનાર, છેવટનું, છેલ્લું, ત્યારપછીનું.

**पश्चिमतस्** अव्य. ( पश्चिम+तसिल् ) આથમણી તરફથી, પશ્ચિમ તરફથી.

**पश्चिमरात्र** पु. ( पश्चिमं रात्रेः एकदेशि० अच् समा० ) રાત્રિનો પાછલનો ભાગ, પાછલી રાત.

"उपारताः पश्चिमरात्रगोचरात्" सिद्धान्त कौ.

**पश्चिमरात्रि** स्त्री. ( पश्चिमा चासौ रात्रिश्च ) પાછલી રાત, અપરરાત્રી.

**पश्चिमा** स्त्री. ( पश्चिम+टाप् ) આથમણી દિશા, પશ્ચિમ દિશા.

**पश्चिमानूपक** पु. તે નામનો એક રાજા.

**पश्चिमोत्तरा** स्त्री. ( पश्चिमाया उत्तरस्याः दिशोऽन्तराला दिक् ) પશ્ચિમ અને ઉત્તરની વચ્ચેની દિશા—વાયુકોણ,

**पश्य** त्रि. ( पश्यति, दृश्+वा. श. पश्यादेशश्च ) યથોક્ત જોનાર, યોગ્ય દેખનાર, વ્યાજબી દેખનાર.

**पश्य** अव्य. ( दृश्+वा. श ) પ્રશંસા, આશ્ચર્ય એ અર્થમાં વપરાતો અવ્યય.

**पश्यत्** त्रि. ( दृश्+शतृ ) જોતું, નિહાળતું, દેખતું.

**पश्यतस्** अव्य. ( पश्य+तसिल् ) જોતાં, દેખતાં, પ્રત્યક્ષ.

**पश्यतोहर** त्रि. ( पश्यन्तमनादृत्य हरति, हृ+अच् अनादरे षष्ठी अलुक् स. ) જોનાર સમક્ષ તેનો માલ ચોરનાર સોની વિગેરે, ચાલાક ચોર.

**पश्यन्ती** स्त्री. ( दृश्+शतृ+ङीप् नुम् ) દેખતી, જોતી સ્ત્રી, એક જાતની વાણી.

છોકરું, ઘૂવડપક્ષી, ભય, રાજ્યનો નાશ, તે નામનો દૈત્ય.

**पाक** त्रि. ( पच्+कर्मणि घञ् ) પરિપક્વ, પરિપક્વ બુદ્ધિવાળું, થોડું, શ્રેષ્ટ ઉત્તમ.

**पाककृष्ण** पु. ( पाके फलपाके कृष्णः ) પાણીમાં ઉગતું આંબળાંનું ઝાડ.

**पाकज** न. ( पाकाज्जायते, जन्+ड ) કાચ લવણ.

**पाकज** पु. ( ,, ,, ) પાકથી પેદા થયેલું.

**पाकज** त्रि. ( ,, ,, ) પરિણામ શૂલરોગ.

**पाकत्रा** अव्य. ( पाकः विपक्वप्रज्ञः स्वार्थे त्रा ) પાકેલી બુદ્ધિવાળું, પરિપક્વ બુદ્ધિવાળું.

**पाकदूर्वा** स्त्री. (पाकयुक्ता दूर्वा) પાકેલી દૂર્વા, ધરોનું ઘાસ.

**पाकद्विष्** पु. ( पाकाय दैत्याय द्वेष्टि, द्विष्+क्विप् ) ઇન્દ્ર.

**पाकपात्र** न. ( पाकसाधनं पात्रम् ) રાંધવાનું વાસણ.

**पाकपुटी** स्त्री. ( ,, पुटी ) ઘડા તથા માટીનાં વાસણ પકાવવાનું સ્થાન–નીંભાડો.

**पाकफल** न. ( पाककृष्णं फलमस्य ) ગુ. પાણી આંબળાં. हि. पानी आमलां.

**पाकभाजन** न. (पाकार्थं भाजनम् ) રાંધવાનું વાસણ.

**पाकभाण्ड** न. ( ,, भाण्डम् ) ઉપરનો અર્થ.

**पाकमत्स्य** पु. ( पाकः पक्वः मत्स्यः ) રાંધેલું માછલું, એક જાતનો કીડો, એકજાતનું સમુદ્રનું માછલું.

**पाकयज्ञ** पु. ( पाकसाध्यो यज्ञः ) ચરૂપાકથી–હવિષ્યથી કરવા યોગ્ય યજ્ઞ.

**पाकयज्ञ** पु. ( पाकोऽल्पः बालकसाम्यात् प्रशस्तो वा यज्ञः ) નાનો યજ્ઞ, ઉત્તમ યજ્ઞ, શ્રેષ્ટ યજ્ઞ, જે હુત–પ્રહુત અને અહાહુત એ ત્રણ પ્રકારના યજ્ઞ કહેવાય છે.

**पाकयज्ञिक** पु. ( पाकयज्ञस्य तत्प्रतिपादकग्रन्थस्य व्याख्यानो ग्रन्थः ठञ् ) પાક યજ્ઞનું વર્ણન કરનાર ગ્રન્થનો વ્યાખ્યાન કરનાર ગ્રન્થ.

**पाकयज्ञिक** त्रि. ( पाकयज्ञे भवः ठञ् ) પાક યજ્ઞમાં હોનાર–થનાર.

**पाकयज्ञिय** त्रि. ( पाकयज्ञमर्हति पाकयज्ञ+घ ) પાકયજ્ઞના લાયક.

**पाकरञ्जन** न. ( पाकं पच्यमानं रञ्जयति रञ्ज्+णिच्+ल्यु ) તેજપત્ર, તમાલપત્ર.

**पाकल** त्रि. ( पाकेन सुखपाकेन अलंगमम्, पाकस्य अलं वा ) મોઢું આવવાથી પડેલ ઘાવ, અન્ન પાકને નાશ કરનાર મન્દાગ્નિ વગેરે.

**पाकल** न. ( पाकं लाति ला+क ) કુષ્ઠ ઔષધિ–કઠ નામની વનસ્પતિ, ઉપલેટ.

**पाकल** पु. ( पाकं लाति, ला+क ) અગ્નિ, વાયુ, હાથીનો તાવ, સન્નિપાતજ્વર, અગ્નિદગ્ધ, ચિત્રાનું ઝાડ.

**पाकल** त्रि. ( पाकं लाति, ला+क ) પાક લાવનાર, રસોઇ આણનાર.

**पाकलि** स्त्री. ( पाक+ला+इन् ) રોહીણી–માંસરોહિણી નામે વૃક્ષ.

**पाकली** स्त्री. ( पाकल+स्त्रियां ङीप् ) કડવી ઘીસોડીનો વેલો, કંટોલી નામે વનસ્પતિ.

**पाकशाला** स्त्री. ( पाकस्य शाला ) રસોઇઘર, રસોડું–રસોઇનું સ્થાન.

**पाकशासन** पु. ( पाकं तन्नामदैत्यं शास्ति, शास्+ल्यु ) ઇન્દ્ર.

**पाकशासनि** पु. ( पाकशासनस्यापत्यम् इञ् ) ઇન્દ્રનો પુત્ર–જયન્ત, અર્જુન, વાલી વાનર.

**पाकशुक्ला** स्त्री. ( पाके परिणामे शुक्ला ) ખડી, ચાક. "पाकशुक्ला शिलाधातु कठिनी कक्खटी खडी"

शब्दचन्द्रिका०

**पाकसंस्थ** पु. ( पाकः संस्था यस्य ) પાક સાધ્ય એક યજ્ઞ.

**पाकस्थान** न. ( पाकस्य स्थानम् ) રસોડું, રાંધવાની જગા.

**पाकसुत्वत्** पु. ( पाकेन परिपक्वेन मनसा सुनोति सु+क्वनिप् तुक् च ) પુષ્ટ મનથી સોમરસનું પાન કરનાર યજમાન.

**पाका** स्त्री. ( पाक+स्त्रियां टाप् ) ધાવણી છોકરી, બાળા.

**पाकारि** पु. ( पाकमृच्छति, ऋ+इन् ) સ્વચ્છ સોનું, શ્વેત સુવર્ણ.

**पाकारि** पु. ( पाकस्य तन्नामदैत्यस्य अरिः ) ઇન્દ્ર.

**पाकिन्** त्रि. ( पच्+वा. घिनुण् कुत्वम् ) રસોઇ કરનાર, પકાવનાર, પાકવાળું.

**पाकिम** त्रि. ( पाकेन निर्वृत्तः पाक+भावादित्वादिमप् ) પાકેલું, પક્વ, પાકથી તૈયાર થયેલ.

**पाकिमन्** पु. ( पाकस्य भावः इमनिच् ) પાકેલી–પુષ્ટ

**पांशुचामर** पु. ( पांशौ दूर्वा चामर इव यस्य ) દુર્વા જ્યાં ઉગેલી છે એવો પ્રદેશ, દૂર્વાવાળો દેશ.

**पांशुज** न. ( पांशोर्जायते जन्+ड ) એક જાતનું લવણુ ખારાનું લુણ.

**पांशुपत्र** न. ( पांशुः कर्पूर इव सुगन्धि पत्रमस्य ) ટાંકો–બથવો–ચીલી નામે એક જાતનું શાક "वास्तुक"

**पांशुभव** न. ( पांशोर्भवम् ) એક જાતનું લવણ.

**पांशुमर्दन** न. ( पांशुःमृद्यतेऽत्र, मृद्+आधारे ल्युट् ) ઝાડ ફરતો પાણી રહેવાનો ક્યારો–નીક વિગેરે.

**पांशुर** पु. ( पांशुं राति, रा+क ) લંગડો, લુલો, ડાંસ, મચ્છર.

**पांशुरागिणी** स्त्री. ( रञ्ज्+घिनुण्+ङीप् पांशुभिः रागिणी ) મહામેદા નામની વનસ્પતિ.

**पांशुराष्ट्र** न. ( पांशुप्रधानं राष्ट्रम् ) તે નામનો એક દેશ.

**पांशुल** त्रि. ( पांशुरस्त्यस्य पांशु+लच् ) ધૂળવાળું, પાપવાળું, વ્યભિચારી–દુષ્ટ.

**पांशुल** पु. ( पांशुर्विद्यतेऽस्य, पांशु+लच् ) શિવ, મહાદેવ, વ્યભિચારી પુરૂષ, શિવનું એક અસ્ત્ર, ખાટલાનો એક ભાગ, કાંકચાનું ઝાડ–કરકચ.

**पांशुला** स्त्री. ( पांशुल+स्त्रियां टाप् ) અટકાવવાળી સ્ત્રી, પૃથ્વી, છીનાળ સ્ત્રી.

**पांशुव** पु. ( ) લંગડો, લુલો.

**पांशुवर्प** ( पांशोः वर्षः वर्षणम् ) ધૂળનો વરસાદ–આંધી.

**पांसन** त्रि. ( पसि+ल्यु वा. दीर्घः पृषो. वा ) દૂષણ કરનાર, દૂષક.

**पांसव** पु. ( पांसोर्विकारः अण् ) એક જાતનું લવણ, ખારો.

**पांसव्य** त्रि. ( [illegible] पांसु+यत् [illegible] ી થનાર, ધૂળમાં હોના[illegible]

**पांसु** पु. ( पसि[illegible] ) ધૂળ, છાણ વિગે[illegible] પ[illegible] ૧૨

( प[illegible]

प[illegible]

पां[illegible]

ધોરીરસ્તો, રાજમાર્ગ.

**पांसुकूल** न. ( पांसोः कूलमिव ) નામ વગરનો દસ્તાવેજ.

**पांसुक्षार** न. ( पांसुरिव क्षारम् ) ક્ષાર લવણ, ખારો.

**पांसुचत्वर** पु. ( पांसुमिश्चत्वर इव ) કરા.

**पांसुचन्दन** पु. ( पांसुर्धूलिः चन्दनमिवास्य ) વિભૂતિ ધારણ કરનાર શિવ, મહાદેવ.

**पांसुचामर** पु ( पांसुश्चामर इवास्य ) તંબુ, વર્દ્ધાપક, ધૂળનો ઢગલો, નાની કાકડી, પ્રશંસા, ધ્રો જ્યાં ઉગેલી છે એવો પ્રદેશ.

**पांसुज** न. ( पांसुना जायते जन्+ड ) એક જાતનું લવણ. ખારો.

**पांसुपत्र** न. ( पांशुभिः संचितगोमयैः पत्रमस्य ) पांशुपत्र શબ્દ જુઓ.

**पांसुभव** न. ( पांसोः भवति, भू+अच् ) એક પ્રકારનું લવણ, ખારો.

**पांसुमर्दन** पु. ( पांसुः मृद्यतेऽत्र, मृद्+आधारे ल्युट् ) ઝાડની ફરતો પાણી રહેવાનો ક્યારો.

**पांसुर** पु. ( पांसुं राति रा+क ) લંગડો, લુલો, ડાંસ, મચ્છર.

**पांसुरागिणी** स्त्री. ( रञ्ज्+घिनुण्+ङीप्, पांसुभिः रागिणी ) મહામેદા વનસ્પતિ.

**पांसुराष्ट्र** न. ( पांसुप्रधानं राष्ट्रम् ) તે નામનો એક દેશ.

**पांसुल** त्रि. ( पांसुरस्त्यस्य लच् ) ધૂળવાળું, પાપવાળું, વ્યભિચારી.

**पांसुल** पु. ( ,, ,, ) મહાદેવ, વ્યભિચારી પુરૂષ, શિવનું અસ્ત્ર, ખાટલાનો એક ભાગ, કરકચ–કાંકચાનું ઝાડ.

**पांसुला** स्त्री. ( पांसुल+टाप् ) પૃથ્વી, વ્યભિચારિણી સ્ત્રી, અટકાવવાળી સ્ત્રી.

**पांसुव** पु. લંગડો, લુલો.

**पांसुवर्प** पु. ( पांसोर्वर्षः वर्षणम् ) ધૂળનો વરસાદ, આંધી.

प[illegible] पच्+भावे घञ् ) અનાજ વિગેરે રાંધવું, [illegible]ણું–પાક, કરેલા કર્મનું ફળ, તે નામનો દૈ[illegible] કેશ વિગેરેનું ધોળાપણું.

[illegible] [illegible]म्, पा+क्तन् ) ધાવણું બાલક,

...खुना पांचजन्यशंखनी समीपनुं.

...दश त्रि. ( पञ्चदश्यां भवः कालत्वेऽपि अण् ) ...मास के पुनमने दिवसे थनार-होनार.

...दश्य पु. ( पञ्चदशभिः सामधेनीमन्त्रैः प्रकाश्यः ...) पंदर सामधेनी मन्त्रोथी प्रगट करवा योग्य लौकिक अग्नि.

...भौतिक त्रि. ( पञ्चभ्यो भूतेभ्य आगतः ठक् द्विप... ...द्धिः ) आकाश वगेरे पांच महाभूतथी बनेल शरीर ...गेरे.

...यज्ञिक त्रि. ( पञ्चयज्ञस्येदं, पञ्चयज्ञ+ठक् ) पंच-...ज्ञनुं, पंचयज्ञ सम्बन्धी.

...यज्ञिक न. ( पञ्चयज्ञस्य कर्म ठक् ) पंचयज्ञनुं ...र्म, पंचयज्ञ सम्बन्धी कर्म.

...वर्षिक त्रि. ( पञ्च वर्षाः प्रमाणमस्य ठञ् तस्य ...। न लुक् ) पांच वर्षनी वयनुं.

...शब्दिक त्रि. ( पञ्चभिः शब्दैर्निर्वृत्तं ठक् ) पांच ...ब्दथी बनेल कोइ वाद्य.

...ार्थिक पु. ( पञ्च अर्थाः कृत्यानि पाशाः वा यत्र सन्ति ...न् वा. वृद्धिः ) पाशुपत शास्त्र.

...ाल त्रि. ( पञ्चालदेशे भवः अण् ) पंचाल देशमां ...होनार-थनार.

...ाल पु. ( पञ्चाल+स्वार्थे अण् ) ते नामनो एक देश, ...पंचाल देश.

...ाल न. ( पञ्चानां विषयाणामन्यतोऽनवगतानां प्रका... ...शनाय अलम् पृषो. ) शास्त्र, प्रवृत्ति तथा निवृत्तिने ...जणावनारुं शास्त्र.

...ालक त्रि ( पांचाल+कन् ) पंचाल देश सम्बन्धी, पंचाल देशनुं.

...ालिका स्त्री. ( पाञ्चाली+अण् स्वार्थे कन् टाप् अत ...इत्वम् ) लुगडांनी बनावेली पुतळी-ढींगली, ते नामनी एक रीति.

...ाली स्त्री. ( पञ्चालदेशे भवा, पञ्चाल+अण् स्त्रियां ङीप् ) पंचाल देशनी स्त्री, द्रौपदी, ढींगली.

...ाट् अव्य. ( पाट्+णिच्+क्विप् ) सम्बोधनमां वपरातो अव्यय.

...ाट त्रि. ( पाटयति पट्+णिच्+अच् ) फाडनार, चीरनार.

...ाट पु. ( पट्+घञ् ) पहोळाइ, फेलाव.

**पाटक** त्रि. ( पाटयति छिनत्ति, पट्+ण्वुल् ) फाडनार, चीरनार, छेदक-छेदनार.

"अहं तमो घनीभूतमहमेव च पाटकः" हरिवंशे

**पाटक** पु. ( पाटयति दीप्यति, पाटि+ण्वुल् ) वेंत, रोकडुं, गामनो एक भाग, वाद्य-वादित्र, पासा फेंकवा, कीनारो, मुडीनो नाश, कटकान्तर, व्यापारनो माल.

**पाटच्चर** पु. ( पटच्चर एव स्वार्थे प्रज्ञादित्वादण् ) चोर.

**पाटन** न. ( पट्+णिच्+भावे ल्युट् ) छेदवुं, चीरवुं-फाडवुं.

**पाटल** पु. ( पाटयति पट्+णिच्+कलच् ) रातो अने धोळो मिश्ररंग, गुलाबी रंग, वनस्पति पाडल.

**पाटल** त्रि. ( पाटलो वर्णोऽस्यास्ति पाटल+अच् ) गुलाबी रंगनुं, धोळा मिश्र लाल रंगनुं.

"स पाटलायां गवि तस्थिवांसं" रघुः

**पाटल** न. ( ,, ,, ) गुलाबनुं फुल, वरसादमां ववातुं एक जातनुं धान्य "आशुधान्य"

**पाटलद्रुम** पु. ( पाटलो द्रुमः ) पुन्नाग वृक्ष.

**पाटला** स्त्री. ( पाटलो वर्णोऽस्त्यस्याः, पाटल+टाप् ) दुर्गा देवी, राता लोध्रनुं झाड, पाडल वनस्पति.

**पाटलापुष्प** न. ( पाटलायाः पुष्पम् ) गुलाबनुं फूल, राता लोधरनुं फूल.

**पाटलापुष्पसंनिभ** न. ( पाटलापुष्पेण तुल्यम् ) पतंग, "पद्मकाष्ठ"

**पाटलावती** स्त्री. ( पाटला+मतुप् मस्य वः ङीप् च ) दुर्गा देवी, ते नामनी नदी.

**पाटलि** स्त्री ( पाटि+भावे घञ्, पाटो दीप्तिस्तं लाति ला+इ ) पाडळ, गुलाबनो छोड, घंटापाटलि-मरवो वृक्ष.

**पाटलिक** पु. ( पाटि+अलि संज्ञायां कन् ) बीजानो धर्म जाणनार पुरुष.

**पाटलित** त्रि. ( पाटल+तारका० इतच् ) रातुं करेलुं, गुलाबी रंगेलुं.

**पाटलिपुत्र** न. ( पाटलिः पुत्र इव यस्य ) पटना शहेर, "कुसुमपुर"

"अस्ति भागीरथीतीरे पाटलिपुत्रं नाम नगरम्" हितोपदेशे

**पाटलिपुत्रक** न. ( पाटलिपुत्र+स्वार्थे क ) उपर प्रमाणे अर्थ.

બુદ્ધિપણું, પાકેલાપણું–પરિપક્વતા, પાકપણું.

**पाकिमन्** पु. ( पाकस्य अल्पस्य प्रशस्यस्य वा भावः इमनिच् ) અલ્પપણું,–થોડાપણું, ઉત્તમપણું, શ્રેષ્ટપણું.

**पाकु** त्रि. ( पच्+उण् न्यङ्क्वा. कुत्वम् ) પાક કરનાર, રાંધનાર, રસોઈ કરનાર.

**पाकुक** त्रि. ( पच्+उकञ् चस्य कः ) ઉપરનો અર્થ.

**पाक्य** त्रि. ( पच्+कर्मणि ण्यत् चस्य कः ) પકાવવા યોગ્ય, રાંધવા યોગ્ય.

**पाक्य** त्रि. ( पाकेन साध्यम् पाकस्य हितं वा यत् ) પાકના ફાયદાનું, પાકથી સાધ્ય–તૈયાર થનાર.

**पाक्य** न. ( पच्+ण्यत् कुत्वम् ) ખીડલવણ, ક્ષારલવણ.

**पाक्य** पु. ( ,, ,, ) જવખાર, સાજીખાર, સુરોખાર, ખંગડીખાર.

**पाक्ष** त्रि. ( पक्षस्येदम्, पक्ष्+अण् ) પક્ષનું, પક્ષસમ્બન્ધી, પખવાડીયાનું, પખવાડીયા સમ્બન્ધી.

**पाक्षायण** त्रि. ( पक्षस्यायं, पक्षे भवः, पक्षेण निर्वृत्तः, पक्ष+फक् ) પખવાડીયામાં હોનાર–થનાર, પક્ષમાં થનાર.

**पाक्षिक** त्रि. ( पक्षे तिथ्यात्मककाले, संशयकोटिभेदे वा भवः ठञ् ) પખવાડીયામાં થનાર, સંશયકોટીમાં થનાર–હોનાર, પક્ષનું–પડખાનું.

**पाखण्ड** त्रि. ( पातीति पा+क्विप्, पाःत्रयीधर्मस्तं खण्डयति खडि भेदने+अच् नुम् ) પાખંડી, ઢોંગી, નાસ્તિક.

**पागल** त्रि. ( पा+कर्त्तरि क्विप्, पा रक्षणं तस्माद्गलति गल्+अच् ) ઉન્મત્ત, ગાંડું, બેભાન, વાતુલ.

**पाङ्क्त** त्रि. ( पङ्क्तौ भवादि वा उत्सा. अञ् ) પંક્તિ–ઓળમાં થનાર, પંક્તિ છન્દવાળું.

**पाङ्क्तेय** त्रि. પંક્તિને યોગ્ય.

**पाङ्क्त्य** त्रि. પંક્તિમાં બેસવા લાયક.

**पाचक** त्रि. ( पच्+ण्वुल् ) રાંધનાર, પાક કરનાર, પચનક્રિયામાં મદદ કરનાર ઔષધ વિગેરે.

**पाचक** पु. ( ,, ,, ) અગ્નિ, જઠરાગ્નિ, પિત્ત. ધાતુ, વનસ્પતિ ચિત્રો.

**पाचन** न. ( पाच्यतेऽनेन पच्+णिच्+करणे ल्युट् ) પાપનો નાશ કરનાર પ્રાયશ્ચિત, અજીર્ણાદિ દોષના પાચનનું સાધનદ્રવ્ય.

**पाचन** पु. ( पाचयत्यनेन पच्+णिच्+करणे ल्यु ) અગ્નિ, અમ્લરસ, ખાટો રસ, રાતો એરંડો, ચિત્રાનું ઝાડ.

**पाचन** त्रि. ( पाचयति, पच्+णिच्+ल्यु ) પકાવનાર, રાંધનાર, હજમે કરનાર.

**पाचनक** न. ( पाचन+संज्ञायां कन् ) ટંકણખાર.

**पाचनक** पु. ( पाचन+स्वार्थे क ) पाचन શબ્દ જુઓ.

**पाचनी** स्त्री. ( पाचन+स्त्रियां ङीप् ) હરડે.

**पाचल** त्रि. ( पाचयति, पच्+णिच्+बा० कलन् ) રાંધનાર, પકાવનાર, હજમ કરનાર, પાચન કરનાર.

**पाचल** पु. ( पच्+णिच्+कलन् ) અગ્નિ, વાયુ, ચિત્રાનું ઝાડ, રાંધવાનો પદાર્થ, રસોઇયો.

**पाचल** न. ( ,, ,, ) રાંધવું, પકાવવું, પાચન કરવું.

**पाचा** स्त्री. ( पच्+अङ्+टाप् ) રાંધવું, પકાવવું.

**पाचि** स्त्री. ( पच्+इञ् ) ઉપરનો અર્થ.

**पाचिका** स्त्री. ( पच्+ण्वुल्+टाप् ) રાંધનારી, રસોઈ કરનારી.

**पाची** स्त्री. ( पच्+णिच्+इन्+गौरा. ङीष् ) એક જાતનો વેલો, हरितलता

**पाच्य** त्रि. ( पच्+ण्यत् आवश्यकार्थत्वात् न कुत्वम् ) અવશ્ય પકાવવા લાયક, અવશ્ય રાંધવા યોગ્ય.

**पाजस्** न. ( पाति रक्षत्यनेन, पा+असुन् जुट् च ) બળ, સામર્થ્ય.

**पाजस्य** त्रि. ( पाजसे हितम्, यत् ) બળ કરવાવાળું, બળનેહિતકર, બળ વધારનાર.

**पाञ्चकपाल** त्रि. ( पञ्चकपालस्यायं अण् ) પાંચ કપાલ સંબન્ધી, પાંચ ખોપરીનું, પાંચ માટીના વાસણનું.

**पाञ्चजन्य** पु. ( पञ्चजनस्य दैत्यविशेषस्येदं वा. ण्य ) પંચજન દૈત્યના હાડકાથી બનાવેલો વિષ્ણુનો શંખ, અગ્નિ.

'स तु पञ्चजनं हित्वा, शंखं लेभे जनार्दनः
स च देवमनुष्येषु पाञ्चजन्य इति श्रुतः"

**पाञ्चजन्य** पु. ( पञ्चभिर्जनैर्निर्वृत्तः ष्यञ् ) કાશ્યપ, વસિષ્ઠ પ્રાણ અંગિરસ અને ચ્યવન એ પાંચની અગ્નિથી પ્રગટ થયેલ અગ્નિ.

**पाञ्चजन्यधर** पु. ( पाञ्चजन्यं धारयति, धारि+अच् ह्रस्वः ) વિષ્ણુ.

**पाञ्चजन्यायनि** त्रि. ( पाञ्चजन्यस्यादूरदेशादि फिञ् )

ભણનાર.

**पाठेय** त्रि. ( पाठायां भवः, पाठा+"नद्या." ढक् ) પાઠા વનસ્પતિમાં થનાર.

**पाठ्य** त्रि. ( पठ्+ण्यत् ) ભણવા યોગ્ય, શીખવા યોગ્ય, ગોખવા યોગ્ય.

**पाठ्य** त्रि. ( पठ्+णिच्+ण्यत् ) ભણાવવા યોગ્ય, શીખવવા યોગ્ય.

**पांडिनी** स्त्री. માટીનું વાસણ.

**पाण** पु. ( पण्यतेऽनेन, पण्+भावे घञ् ) વ્યવહાર, પણ કરવું, હોડ બકવી.

**पाण** पु. ( पण्यते व्यवह्रीयतेऽनेन, पण्+करणे घञ् ) સમય, હાથ, વખાણ-પ્રસંશા.

**पाणि** पु. ( पण्+इण् आयाभावः ) હાથ, કુલિક નામનું વૃક્ષ.

**पाणि** स्त्री. ( पणायन्ते व्यवहरन्त्यस्यां, पण्+इण् आय प्रत्ययस्य लुक् ) બજાર, દુકાન, ખરીદવા વેચવાનું પીઠું.

**पाणिक** त्रि. ( पणेन क्रीतं, निष्का. ठक् ) એક કાર્ષાપણ આપી ખરીદ કરેલું.

**पाणिकच्छपिका** स्त्री. ( पाणिभ्यां कृता कच्छपिका ) બન્ને હાથથી કરેલી કાચબાના આકારની એક મુદ્રા.

**पाणिकर्मन्** पु. ( पाणिभ्यां वादनरूपं कर्म्माऽस्य ) મહાદેવ, શિવ.

**पाणिकर्मन्** त्रि. ( पाणिभ्यां वादनरूपं कर्म यस्य ) બન્ને હાથોથી વગાડનાર.

**पाणिका** स्त्री. ( पाणिक+स्त्रियां टाप् ) કાર્તિક સ્વામીની અનુચર એક માતૃકા, એક જાતની કડછી.

**पाणिकूर्चा** स्त्री. કાર્તિક સ્વામીની અનુચર માતૃકા

**पाणिखात** न. ( पाणिना खातम् ) તે નામે એક તીર્થ.

**पाणिगृहीत** त्रि. ( पाणिना गृहीतः ) લગ્ન કરેલ-વિવાહ કરેલ, પાણિગ્રહણ કરેલ.

**पाणिगृहीती** स्त्री. ( पाणिर्गृहीतो यस्याः ङीप् ) શાસ્ત્રની વિધિપ્રમાણે જેની સાથે લગ્ન કર્યું હોય તે સ્વતીય સ્ત્રી, પરણેલી સ્ત્રી.

**पाणिग्रह** पु. ( पाणिर्गृह्यतेऽत्र, ग्रह्+आधारे अप् ) વિવાહ, લગ્ન.

**पाणिग्रहण** न. ( पाणिर्गृह्यतेऽत्र, ग्रह्+आधारे ल्युट् ) ઉપરનો અર્થ.

**पाणिग्रहणिक** त्रि. ( पाणिग्रहणं प्रयोजनमस्य ठक् ) વિવાહ સંસ્કારમાં ઉપયોગી મંત્ર વિગેરે.

**पाणिग्रहीतृ** पु. ( पाणिं गृह्णाति, ग्रह्+तृच् ) વિવાહથી જોડાયેલો સ્વામી-ભરથાર.

**पाणिग्रहीतृ** त्रि. ( ,, ,, ) હાથ પકડનાર, પરણનાર,

**पाणिग्राह** पु. ( पाणिं गृह्णाति, ग्रह्+अण् ) પરણનાર પતિ, હાથ પકડનારો.

**पाणिघ** त्रि. ( पाणिं पाणिना वा हन्ति, हन्+ट नि. ) મૃદંગ કે પખાજ વગાડનાર, હાથ ઠોકનાર, હાથની તાળી વગાડનાર, લપાટ મારનાર.

**पाणिघात** त्रि. ( पाणिं ,, हन्ति, हन्+अशिल्पित्वात् अण् ) હાથ ઠોકનાર, લપડાક મારનાર.

**पाणिघात** पु. ( हन्+भावे घञ्, पाणेः घातः ) હાથ મારવો, હાથ ઠોકવો તે, લપડાક મારવી.

**पाणिघ्न** त्रि. ( पाणी हन्ति, हन्+टक् वेदे नि. ) હાથની તાળી બજાવનાર, હાથવડે નરઘાં વગાડનાર કારીગર વિગેરે.

**पाणिज** पु. ( पाणौ जायते. जन्+ड ) નખ.

**पाणिचापल्य** न. ( पाणेश्चापल्यं ) હાથની ચંચળતા, હાથની ચપળતા.

**पाणितल** न. ( पाणेस्तलम् ) હથેલી.

**पाणितल** न. ( पाणितलमिव परिमाणमस्त्यस्य अच् ) બે તોલાનું વજન.

**पाणिधर्म** पु. ( पाणिग्रहणाख्यो धर्मः ) વિવાહ, વિધિપ્રમાણે પાણિગ્રહણરૂપ ધર્મ.

**पाणिन** पु. ( पणिनोमुनेरपत्यम् पणिन्+अण् ) પાણિનિ મુનિ.

**पाणिनि** पु. ( पणिनो मुनेर्युवापत्यं, पणिन्+अण्+इञ् न टिलोपः ) વ્યાકરણ શાસ્ત્રના સૂત્રપાઠ વિગેરે રચનાર પાણિનિ મુનિ.

**पाणिनीय** त्रि. ( पाणिनिना प्रोक्तम्, पाणिनि+छ ) પાણિનિમુનિએ રચેલ-બનાવેલું શાસ્ત્ર વિગેરે.

**पाणिनीय** त्रि. ( पाणिनौ भक्तिर्यस्य, ,,+छ ) પાણિનિ મુનિમાં પ્રેમભક્તિવાળું.

**पाणिनीय** त्रि. ( पाणिनिना प्रोक्तमधीयते ,, छः ) પા-

**पाटली** स्त्री. (पाटलि+ङीप्) વાપુંભા, મુષ્કકવૃક્ષ. ઘંટાપાટલી વૃક્ષ-જેને ગુજરાતીમાં "મરખો" કહે છે. પાડળ, ગુલાબનો છોડ.

**पाटलोपल** पु. (पाटलश्चासौ उपलश्च) ગુલાબી રંગનો એક જાતનો મણિ.

**पाटव** न. (पटोर्भावः कर्म वा, पटु+अण्) ડાહ્યાપણું, ચતુરાઇ-હોંશીયારી, આરોગ્યતા-તંદુરસ્તી.

**पाटव** पु. ब. (पटोश्छात्राः अण्) હોંશીયારના શિષ્યો, ચતુર પુરૂષના વિદ્યાર્થીઓ.

**पाटविक** त्रि. (पाटवमस्त्यस्य, पाटव+ठन्) હોંશીયાર, ચતુર, ધુતારૂં-ઠગ.

**पाटहिक** त्रि. (पटहे तद्वाद्ये प्रसृतः ठक्) ઢોલ વગાડનાર. નગારૂં બજાવનાર.

**पाटहिका** स्त्री. (पटहस्येदं पाटहं तद्वदाकृतिरस्त्यस्याः ठन् टाप्) ચણોઠી-ગુંજા.

**पाटा** स्त्री. (पाठा+पृषो.) "पाठा" નામની વનસ્પતિ.

**पाटित** त्रि. (पट्+स्वार्थे णिच्+क्त) ચીરેલ, ફાડેલ.

**पाटी** स्त्री. (,,+इन् वा ङीप्) બાલાવૃક્ષ, અનુક્રમ, પરિપાટી, ગુણાકાર ભાગાકાર વિગેરેનો સ્પષ્ટ ક્રમ. "अस्ति त्रैराशिकं बीजं पाटी च विमला मतिः" लीलावत्यां.

**पाटीगणित** न. (पाट्या परिपाट्या गणितम्) લીલાવતી વગેરે અંકશાસ્ત્ર રૂપનું ગણિતશાસ્ત્ર. "पाटी नाम संकलितव्ययकलितगुणनभाजनादीनां क्रमः तया युक्तं गणितम् पाटीगणितम्" लीलावतीटीकायाम्

**पाटीर** पु. (पटीर+स्वार्थे अण्) ચન્દન, સુખડ, ક્ષેત્ર, એક જાતનો મૂળો, વંશલોચન, મેઘ, ચાલણી, કલઈ. "पाटीर तव पटीयान् कः परिपाटीमिमामुरीकर्तुम्" भामिनीविलासे

**पाटुपट** त्रि. (पाटि+अच् नि. णिलुक् द्वित्वमभ्यासस्य उक् च) જનાર, જતું.

**पाट्य** त्रि. (पट्+णिच्+कर्मणि यत्) ચીરવા યોગ્ય, ફાડવા યોગ્ય.

**पाट्य** न. એક જાતનું શાક.

**पाठ** पु. (पट्+भावे घञ्) ભણવું, વાંચવું, પાઠ કરવો.

**पाठ** पु. (,,+णिच् भावे अच्) ભણાવવું, શીખવવું.

**पाठक** त्रि. (पट्+ण्वुल्) ભણનાર, પાઠ કરનાર.

**पाठक** त्रि. (,,+णिच्+ण्वुल्) ભણાવનાર, પુરાણાદિ વાંચનાર.

**पाठच्छेद** पु. (पाठस्य छेदः) પાઠનો વિચ્છેદ, પાઠ પડવો, ભણાવામાં ત્રુટી, છંદમાં વિરામ સ્થળ.

**पाठन** न. (पठ्+णिच्+ल्युट्) ભણાવવું.

**पाठन** त्रि. (,, ,, कर्तरि ल्यु) ભણાવનાર, શીખવનાર.

**पाठना** स्त्री. (पठ्+णिच्+युच्) ભણાવવું, અભ્યાસ કરાવવો, પાઠ આપવો.

**पाठभू** स्त्री. (पाठार्थं भूः स्थानम्) પાઠશાળા, નિશાળ, વિદ્યાર્થીઓને ભણવાનું સ્થાન.

**पाठमञ्जरी** स्त्री. (पाठस्याभ्यासस्य मञ्जरीव) મેના પક્ષી.

**पाठवत्** त्रि. (पाठ+अस्त्यर्थे मतुप् मस्य वः) ભણેલું, પાઠ કરેલું, પાઠવાળું.

**पाठशाला** स्त्री. (पाठार्थं शाला) વિદ્યાર્થીઓને ભણવાનું સ્થાન, નિશાળ.

**पाठशालिन्** त्रि. (पाठेन शालते, शल्+णिनि) પાઠવાળું, ભણવાવાળું, અભ્યાસવાળું.

**पाठशालिनी** स्त्री. (,, शल्+णिनि+ङीप्) મેના પક્ષી.

**पाठा** स्त्री. (पठ्+कर्मणि घञ्+टाप्) કાળીપાટ નામે વનસ્પતિ.

**पाठाद्यचूर्ण** न. વૈદક પ્રસિદ્ધ એક ચૂર્ણ.

**पाठि** पु. (पाठ+इन्) પીઠ, પૃષ્ટ.

**पाठिका** स्त्री. (पाठा+स्वार्थे कन् टापि अत इत्वम्) કાળીપાટ વનસ્પતિ, પાઠ કરનારી સ્ત્રી, ભણનારી સ્ત્રી.

**पाठित** त्रि. (पठ्+णिच्+क्त) ભણાવેલું, શીખવેલું, પઢાવેલું.

**पाठिन्** त्रि. (पाठ+अस्त्यर्थे इनि) પાઠ કરનાર, ગોખનાર, શીખનાર-ભણનાર.

**पाठिन्** पु. (पाठेवाकृतिर्विद्यते यस्य, पाठा+इनि) ચિત્રાનું ઝાડ.

**पाठीकुट** पु. (पाठीं कुटति कुट्+क) ચિત્રકનું ઝાડ.

**पाठीन** पु. (पाठिं पृष्ठं नमयति नम्+ड दीर्घः) એક તે જાતનું માછલું.

**पाठीन** पु. (पाठ्+ईनन्) ગુગ્ગલનું ઝાડ.

**पाठीन** त्रि. (,, ,,) પાઠ કરનાર, ગોખનાર,

**पाण्डार** पु. ( पण्डस्यापत्यं आरक् ) પંડનો પુત્ર. सि० कौ०

**पाण्डारा** स्त्री. ( ,, पाण्डार+टाप् ) પંડની છોકરી. सि० कौ०

**पाण्डित्य** न. ( पंडितस्य भावः कर्म वा पण्डित+ष्यञ् ) પંડિતાઈ, પંડિતપણું, પંડિતનું કામ. "परोपदेशे पांडित्यं सर्वेषां सुकरं नृणाम्" हितोप०

**पाण्डु** पु. ( पडि+कु नि. दीर्घः ) ધોળો પીળો મિશ્રિત વર્ણ, પાંડુ રાજા, કમળાનો રોગ, ધોળો હાથી, કબુતર પક્ષી, રાની અડદ, કડુ, તે નામનો એક નાગ, ક્ષુપ વનસ્પતિ, પટોલ–કડવાં પડવલ, તે નામનો દેશ.

**पाण्डु** त्रि. ( पडि+कु. नि दीर्घः ) ધોળું પીળું, ધોળા રંગનું, કમળાના રોગવાળું.

**पाण्डुक** पु. ( पाण्डु+स्वार्थे क ) પાંડુરાજા, પાંડુદેશ, પાંડુ દેશનો રાજા, ધોળો રંગ, કડુ, પટોલ–કડવાં પડવલ.

**पाण्डुकण्टक** पु. ( पाण्डुवर्णानि कंटकानि यस्य ) અઘાડો વનસ્પતિ.

**पाण्डुकम्बल** पु. ( पाण्डुवर्णः कम्बलः ) રાજાને લાયક કામળ–શાલ, રાજાના હાથી ઉપર નાંખવાનું પીળું આચ્છાદન (કામળ), એક જાતનો પથ્થર.

**पाण्डुकम्बलिन्** त्रि. ( पाण्डुकम्बल+अस्त्यर्थे इनि ) પીળા કામળાથી આચ્છાદન કરેલો રથ વિગેરે, રાજાને લાયક શાલવાળું.

**पाण्डुकर्मन्** न. ( पाण्डोः कर्म ) ધોળો રંગ લાવવો તે, ધોળું કરવું, વૈદ્યક પ્રસિદ્ધ વ્રણને લગતી ચિકિત્સા.

**पाण्डुकिन्** त्रि. ( पाण्डुक+अस्त्यर्थे इनि ) પાંડુ રોગવાળું, કમળાના રોગવાળું.

**पाण्डुतरु** पु. ( पाण्डुः तरुः ) ધવવૃક્ષ–ધાવડીનું ઝાડ.

**पाण्डुतीर्थ** न. ( पाण्डुनामकं तीर्थम् ) તે નામનું તીર્થ.

**पाण्डुनाग** पु. ( नाग इव पाण्डुः राजद०) પુન્નાગ વૃક્ષ.

**पाण्डुनाग** पु. ( पांडुश्चासौ नागश्च ) ધોળો સર્પ, ધોળો હાથી.

**पाण्डुपत्री** स्त्री. ( पाण्डु पत्रं यस्याः जाति० ङीप् ) રેણુકા નામે ગન્ધદ્રવ્ય.

**पाण्डुपुत्र** पु. ( पाण्डोः पुत्रः ) પાંડુ રાજાનો પુત્ર–યુધિષ્ઠિરાદિમાંનો એક.

**पाण्डुपृष्ठ** त्रि. ( पाण्डु पृष्ठं यस्य ) ધોળી પીઠવાળું, પીઠ ઉપર ખરાબ લક્ષણવાળું.

**पाण्डुफल** पु. ( पांडूनि फलानि यस्य ) પટોલ–પરવલ.

**पाण्डुफला** स्त्री. ( ,, ,, यस्याः ) ચીભડાનો વેલો–ચીભડી.

**पाण्डुभूम** त्रि. ( पाण्डुः भूमिरत्र अच् समा० ) ધોળી જમીનવાળું.

**पाण्डुभूमि** स्त्री. (पाण्डुवर्णा भूमिः) ધોળી માટી, ખડી, ચાક.

**पाण्डुमृत्तिका** स्त्री. (पाण्डुवर्णा मृत्तिका) ધોળી માટી, ખડી, ચાક.

**पाण्डुमृद्** स्त्री. ( पाण्डुवर्णा मृद् ) ઉપરનો અર્થ.

**पाण्डुर** पु. ( पाण्डुर्वर्णोऽस्यास्ति, पाण्डु+रः ) ધોળો અને પીળો મિશ્રરંગ, ધોળો રંગ,–સફેત રંગ.

**पाण्डुर** पु. [ पडि+उर पृषो. वृद्धिः ) કમળાનો રોગ, બગલો, નવસાગર, કબુતર.

**पाण्डुर** त्रि. ( पाण्डुर्वर्णोऽस्यास्ति रः ) ધોળું, પીળા અને ધોળા રંગવાળું.

**पाण्डुर** न. "श्वित्र" નામે એક રોગ–જેમાં શરીરે ધોળા ચાઠાં થઇ જાય છે.

**पाण्डुरङ्ग** पु. ( पाण्डुरं अङ्गमस्य शक० ) એક જાતનું શાક.

**पाण्डुरता** स्त्री. ( पाण्डुरस्य भावः तल्+टाप् ) ધોળાશ, સફેદાઇ, ધોળાપીળા મિશ્ર રંગપણું.

**पाण्डुरत्व** न. ( पाण्डुरस्य भावः ) ઉપરનો અર્થ.

**पाण्डुरद्रुम** पु. ( पाण्डुरः द्रुमः ) "कुटज"–અંદરજવનું વૃક્ષ.

**पाण्डुरपृष्ठ** त्रि. ( पाण्डुरं पृष्ठमस्य ) ધોળી પીઠવાળું–જે એક ખરાબ લક્ષણ ગણાય છે તે.

**पाण्डुरफली** स्त्री. ( पाण्डुरं पाण्डुवर्णं फलमस्याः जाति. ङीप् ) રીંગણી નામની ક્ષુપ વનસ્પતિ.

**पाण्डुरा** स्त्री. ( पाण्डुर+टाप् ) રાની અડદ, ધોળી જુઇ, પીળી જુઇ.

**पाण्डुराग** पु. ( पाण्डु रागोऽस्य ) "दमनक"–ડમરો વૃક્ષ, ધોળો રંગ, શ્વેત મિશ્રિત પીળો રંગ.

**पाण्डुराग** त्रि. ( पाण्डुः रागो यस्य ) ધોળું, ધોળા મિશ્રિત પીળા રંગવાળું.

णिनि मुनिએ જાણેલું, પાણિનીયે ઉપાસન કરેલું.

**पाणिन्धम** त्रि. ( पाणिं धमति, ध्मा+खश् मुम् ) હાથથી વગાડનાર, હાથથી ફૂંકનાર, હાથ તપાવનાર.

**पाणिन्धय** न. ( पाणिं धयति, धेट्+खश्+मुम् ) હાથથી પીનાર, ઉપરનો અર્થ.

**पाणिपाद** न. ( पाणी च पादौ च समा. द्वन्द्व ) બે હાથ તથા બે પગ.

**पाणिपादवत्** त्रि. ( पाणिपाद+अस्त्यर्थे मतुप् मस्य वः ) હાથ પગવાળું.

**पाणिपीडन** न. ( पाणिः पीड्यतेऽत्र,पीड्+आधारे ल्युट् ) વિવાહ

"पाणिपीडनविधेरनन्तरम्" कुमारस०

**पाणिपीडन** न. ( पाण्योः पीडनम् ) પરસ્પર બે હાથનું ઘસવું.

**पाणिबन्ध** पु. ( पाणिर्बध्यतेऽत्र, बन्ध्+आधारे घञ् ) વિવાહ, લગ્ન.

**पाणिभुज्** पु. ( पाणिरिव भुज्यते यज्ञादिस्थले व्यवह्रियते, भुज्+क्विप् ) ઉંબરાનું ઝાડ.

**पाणिभुज्** त्रि. ( पाणिना भुङ्क्ते भुज+क्विप् ) હાથવડે ભોજન કરનાર.

**पाणिमर्द** पु. ( पाणिं मृद्नाति, मृद्+अण् ) કરમદાનું ઝાડ.

**पाणिमर्द** त्रि. ( ,, ,, ) હાથનું મર્દન કરનાર, હાથ મચડનાર.

**पाणिमर्द** पु ( पाणि+मृद्+कर्मणि घञ् ) હાથ મચડવો તે.

**पाणिमर्दक** पु. ( पाणिमर्द+स्वार्थे क ) કરમદાનું ઝાડ, હાથ મચડવો.

**पाणिमर्दक** त्रि. ( पाणिं मृद्नाति, मृद्+ण्वुल् ) હાથનું મર્દન કરનાર, હાથ મચડનાર.

**पाणिमुक्त** न. ( पाणिभ्यां मुक्तम् ) હાથવડે ફેંકાતું અસ્ત્ર, ભાલો બરછી વિગેરે.

**पाणिमुक्त** त्रि. ( पाणिना मुक्तम् ) હાથવડે મુકેલ, હાથથી છોડેલું.

**पाणिमुख** पु. ( पाणिर्विप्रपाणिर्मुखमिव होमस्थानं यस्य ) પિતૃદેવ.

**पाणिरुह** पु. ( पाणौ रोहति, रुह्+क ) નખ.

**पाणिवाद** त्रि. ( पाणिं पाणिना वा वादयति वद्+णिच्+अच् ) હાથ ઠોકનાર, હાથવડે મૃદંગ વિગેરે વગાડનાર.

**पाणिवादक** त्रि. ( ,, वद्+णिच्+ण्वुल् ) હાથવડે પખાજ વિગેરે વગાડનાર, હાથ ઠોકનાર.

**पाणिसर्ग्या** स्त्री. ( पाणिभ्यां सृज्यतेऽसौ, सृज्+कर्मणि ण्यत् कुत्वम् ) દોરડું, દોરી.

**पाणिस्थ** त्रि. ( पाणौ तिष्ठति, पाणि+स्था+क ) હાથમાં રહેનાર.

**पाणिस्वानक** त्रि. ( पाणिस्वनः प्रयोजनमस्य ठक् ) હાથ વડે તાલ આપનાર, હાથની તાળી બજાવનાર.

**पाणिहोम** पु. ( पाणौ कर्त्तव्यो होमः ) સત્પાત્ર બ્રાહ્મણના હાથમાં કરવા યોગ્ય જળ દ્રવ્ય વગેરેનો હોમ.

**पाणीतक** पु. કાર્તિક સ્વામીનો અનુચર.

**पाणीकरण** न. ( पाणौ क्रियतेऽनेन, कृ+आधारे ल्युट् अलुक् समासः ) વિવાહ, લગ્ન.

**पाण्ड** त्रि. ( पाण्ड एव, पाण्ड+स्वार्थे अण् ) નપુંસક, નામર્દ.

**पाण्डर** पु. ( पडि+अर दीर्घश्च ) ડમરાનું ઝાડ, ધોળો રંગ.

**पाण्डर** त्रि. ( ,, ,, ) ધોળા રંગવાળું, શ્વેત.

**पाण्डर** न. ( पाण्डरो वर्णोऽस्त्यस्य अच् ) મોગરાનું ફુલ, ગેરૂ.

**पाण्डरपुष्पिका** स्त्री. ( पाण्डरं पुष्पमस्याः, कप्+टाप् अत इत्वम् ) शीतलावृक्ष નામે ઝાડ.

**पाण्डव** पु. ( पाण्डोरपत्यं ओरञ् ) પાંડુ રાજાના પુત્ર યુધિષ્ઠિર વિગેરે, અર્જુન–સાદડાનું ઝાડ.

**पाण्डवाभील** पु. ( अभीः अभयं लाति ला+क, पाण्डवः अभीलो यस्मात् ) શ્રીકૃષ્ણ.

**पाण्डवायन** पु. ( पाण्डवानामयनं रक्षणादिकं यतः ) શ્રીકૃષ્ણ.

**पाण्डवायन** न. ( पाण्डवानाम् अयनम् ) શ્રીકૃષ્ણ.

**पाण्डवी** स्त्री. ( पाण्डोरियं पाण्डु+अञ्+ङीप् ) પાંડુ રાજાની પત્ની કુંતી તથા માદ્રી.

**पाण्डवीय** त्रि. ( पाण्डवस्येदम् पाण्डव+छः ) પાંડવનું, પાંડવ સમ્બન્ધી.

**पाण्डवेय** पु. ( पाण्ड्व्योरपत्यम् पाण्डवी+ढक् ) પાંચ પાંડવોમાંનો કોઈ એક.

રહેનાર સર્પ વિગેરે.

**पातालवासिनी** स्त्री. (पाताले वसति, वस्+णिनि+ङीप्) નાગરવેલ.

**पातालौकस्** त्रि. (पातालं ओको यस्य) પાતાળમાં રહેનાર દૈત્ય કે નાગ વિગેરે.

**पाति** पु. (पा-रक्षणे+अति) સ્વામી, ધણી, માલીક.

**पाति** पु. (पत्+इण्) પંખી, પક્ષી.

**पातिक** पु. (पातः पतनं जलमज्जनं प्रयोजनमस्य पाते साधु वा ठक्) શિશુમાર નામનું માછલું.

**पातिकी** स्त्री. (पातिक+स्त्रियां जाति. ङीप्) શિશુમાર નામની માછલી.

**पातित** त्रि. (पत्+णिच्+क्त) પાડેલું, નમાવેલું.

**पातिन्** त्रि. (पत्+णिनि) પડનાર.

**पातिली** स्त्री. (पातिः स्वामी पक्षी वा लीयतेऽत्र लि+ बा. ड गौरा. ङीप्) માછલાં કે જલચર જન્તુને પકડવાની જાળ, નારી, માટીનું વાસણ.

**पातुक** त्रि. (पत्+उकञ्) પડવાના સ્વભાવવાળું.

**पातुक** पु. ( ,, ,, ) પાણીનો હાથી, પડવું તે, પર્વતનો નિરાધાર ટેકરો, કાંઠા વગરનું, ઝરણું.

**पातृ** त्रि (पाति रक्षति पिबति वा, पा+तृच्) રક્ષણ કરનાર, પીનાર.

**पातृ** पु. (पा+तृच्) ગન્ધપત્ર, એક જાતનું ઘાસ.

**पातृता** स्त्री. (पातुर्भावः, तल्+टाप्) રક્ષકપણું, પીનારપણું.

**पातृत्व** न. (पातुर्भावः) ઉપરનો અર્થ.

**पात्तिगणक** न. (पत्तिगणकस्य भावः उद्गात्रा. अञ्) સૈન્ય ગણવાનું કર્મ, સેના ગણનારપણું.

**पात्नीवत** पु. (पत्नी विद्यतेऽस्य मतुप् मस्य वः तच्छब्दोऽस्त्यत्र अञ्) "पत्नीवत्" એવા શબ્દવાળો અધ્યાય કે અનુવાક.

**पात्य** न. (पत्युर्भावः यक्) પતિપણું, માલીકપણું, સ્વામિપણું.

**पात्य** त्रि. (पत्+णिच्+यत्) પાડવા યોગ્ય, નીચે લાવવા લાયક.

**पात्य** त्रि. (पत्+ण्यत्) પતનીય-પડવા યોગ્ય.

**पात्र** पु. न. (पाति रक्षत्याधेयं पिबत्यनेन वा, पा+ष्ट्रन्) વાસણ, ભોજન તથા પાણી રાખવાનું પાત્ર, કરકોઈ વસ્તુને ધારણ કરનાર પુરુષ, રાજાનો અમાત્ય.

**पात्र** न. (पा+ष्ट्रन्) યજ્ઞનો સ્રુવો, દાન આપવા યોગ્ય, આજ્ઞા-અનુજ્ઞા, રેતીની વચ્ચેનું જલાધાર સ્થાન, આઠ શેરનું માપ, વિદ્યા વગેરેથી યુક્ત યોગ્ય પુરુષ વિગેરે, નાટક પ્રસિદ્ધ પાત્ર.

**पात्र** त्रि. (पा+ष्ट्रन्) જુદા જુદા શ્રેષ્ઠ ગુણવાળું.

**पात्रट** पु. (पातेव पिबन्निव अटति, अट्+अच्) ચીંથરાની ગોદડી વિગેરે.

**पात्रट** त्रि. (पातेव अटति, अट्+अच्) દુબળું, નબળું, કૃશ.

**पात्रटीर** पु. (पातेव पिबन् रक्षन्निव वा अटति, अट्+ बा. ईरन्) યોગ્ય વ્યાપારવાળો મંત્રી, કાગડો, કંક પક્ષી, સીંચાણો પક્ષી, અગ્નિ, લોઢાનું પાત્ર, કાંસાનું પાત્ર, ચાંદીનું પાત્ર, ચિત્રાનું ઝાડ, ગામનો અધિપતિ, એક જાતનું માછલું.

**पात्रटीरी** स्त्री. (पात्रटीर+स्त्रियां जाति. ङीप्) કાગડી, કંક પક્ષિણી.

**पात्रता** स्त्री. (पात्रस्य भावः तल्+टाप्) સુપાત્રપણું, યોગ્યતા, લાયકપણું.

**पात्रत्व** न. (पात्रस्य भावः) ઉપર પ્રમાણે અર્થ.

**पात्रपाल** त्रि. (पात्रं पालयति, पाल्+अण्) પાત્રનું રક્ષણ કરનાર.

**पात्रपाल** पु. ( ,, ,, ) ત્રાજવાની દાંડી, એક જાતનો મોટો સઢ.

**पात्रभूत** त्रि. (पात्र+भू+कर्मणि क्त) સુપાત્ર થયેલ, દાન વિગેરે આપવા લાયક બનેલું.

**पात्रभृत्** त्रि. (पात्रं बिभर्ति, भृ+क्विप् तुक्) સેવક, નોકર.

**पात्रशुद्धि** स्त्री. (पात्रस्य शुद्धिः) માટી કે જલ વિગેરેથી પાત્રને સાફ કરવું તે.

**पात्रसंस्कार** पु. (पात्रस्य संस्कारः) વાસણની શુદ્ધિ કરવી, વાસણ માંજવાં તે.

**पात्रासादन** न. (पात्राणां आसादनम्) યજ્ઞના પાત્રોને યજ્ઞકર્મ પ્રાપ્તિ માટે ક્રમે કરીને ગોઠવવાં તે.

**पात्रिक** त्रि. (पात्रस्य वापः ठञ्) એક પાત્રના માપનું અનાજ વવાય તેવું ખેતર વિગેરે.

**पात्रिक** त्रि. (पात्रं संभवति अवहरति आहरति वा

**पाण्डुरेक्षु** पु. ( पाण्डुरः श्वेतवर्ण इक्षुः ) ધોળીશેલડી.
**पाण्डुलिपि** स्त्री. ખરડો, મુત્સદ્દો.
**पाण्डुलेख** पु. ( पाण्डुःलेखः ) ઉપરનો અર્થ.
**पाण्डुलेख्य** पु. ( पांडुः लेख्यः ) મુત્સદ્દો, ખરડો.
**पाण्डुलोमन्** त्रि. ( पांडूनि लोमानि यस्य ) ધોળા વાળવાળું, સફેદ કેશવાળું.
**पाण्डुलोमश** त्रि. ( पांडूनि लोमानि यस्य श ) ધોળી રૂંવાટીવાળું.
**पाण्डुलोमशा** स्त्री. ( पांडूनि लोमानीवाङ्गानि सन्ति यस्याः श+टाप् ) રાની અડદ.
**पाण्डुशर्करा** स्त्री. ( पाण्डुवर्णा शर्करा ) મુત્ર સાથે સાકર જેવા કકડા નીકળે છે તે–સાકરીયો પ્રમેહ રોગ.
**पाण्डुशर्मिला** स्त्री. ( पाण्डोः शर्मिला ) દ્રૌપદી.
**पाण्डुसोपाक** पु. એક જાતની વર્ણસંકર જાતિ.
**पांड्य** पु. ( पाण्डुः देशोऽभिजनोऽस्य, पांडोः राजा वा ड्यन् ) પાંડુ દેશના રહેનાર લોક, પાંડુ દેશનો રાજા.
**पांड्य** त्रि. ( पांडु+ड्य ) પાંડુ દેશમાં રહેનાર.
**पांड्यवाट** पु. પાંડુ દેશમાં આવેલી મોતીની એક ખાણ.
**पात्** त्रि. ( पा+शतृ ) સંભાળતું, રક્ષણ કરતું.
**पात** पु. ( पातयति ग्रहमुत्तरा दक्षिणा वा पाति+अच् ) રાહુગ્રહ, સૂર્ય સિવાયના ગ્રહોની ઉત્તર કે દક્ષિણ દિશામાં ઉતરતી ગતિ, જીવવિશેષ.
"दक्षिणोत्तरतोऽप्येवं पातो राहुःस्वरंहसा
विक्षिपत्येष विक्षेपं चन्द्रादीनामपक्रमात्" सूर्यसिद्धा.
**पात** पु. ( पतति चन्द्रार्कयोः क्रान्तिसाम्येन उत्तिष्ठति, पत् +ज्वला. कर्त्तरि ण ) સૂર્ય સિદ્ધાન્તમાં બતાવેલો ક્રાન્તિસામ્યથી બનેલો અશુભ સૂચક મહાપાતરૂપ. અગ્નિ વિશેષ,
**पात** पु. ( पत+भावे करणे वा घञ् ) પડવું, નીચે પડવું, આઘાત.
**पात** त्रि. ( पत्+ज्वला. कर्त्तरि ण ) પડનાર, નીચે પડનાર, પતન પામનાર.
**पात** त्रि. ( पा+कर्मणि क्त ) રક્ષણ કરેલું, સંભાળેલું.
**पातक** न. ( पातयति अधो गमयति दुष्क्रियाकारिणं, पत् +णिच्+ण्वुल् ) પાપ, અનુતાપ.
**पातक** त्रि. ( पातयति, पत्+णिच्+ण्वुल् ) પાડનાર, પતન કરાવનાર.
**पातकयोग** पु. ( पातकस्य योगः ) પાપનો સમ્બન્ધ. પાપનો સંજોગ.
**पातकयोगिन्** त्रि. ( पातकयोग+अस्त्यर्थे इनि ) પાપના સમ્બન્ધવાળું.
**पातकिन्** त्रि. ( पातकमस्त्यस्य इनि ) પાપી, પાપયુક્ત.
**पातङ्गि** पु. ( पतङ्गस्य सूर्य्यस्यापत्यं इञ् ) શનૈશ્ચર, કર્ણ રાજા, સુગ્રીવ, વૈવસ્વત મનુ, યમ.
**पातञ्जल** न. ( पतञ्जलिना प्रोक्तं अण् ) પતંજલિ ઋષિએ રચેલું નવાહ્નિક મહાભાષ્ય, પતંજલિ મુનિએ બનાવેલું યોગશાસ્ત્ર.
**पातत्रिन्** पु. ( पतत्री तच्छब्दोऽस्त्यत्राध्याये अनुवाके वा अण् ) पतत्रिन् શબ્દવાળો કોઈ અધ્યાય કે અનુવાક.
**पातन** त्रि. ( पातयति पाति+ल्यु ) નીચે લાવનાર, પાડનાર, પતન કરાવનાર.
**पातन** न. ( पत्+णिच्+ल्युट् ) નીચે લાવવું, પાડવું, નમાવવું.
**पातन्य** त्रि. ( पत्+वा. अन्यण् ) પડવાના સ્વભાવવાળું.
**पातव्य** त्रि. ( पा+तव्यच् ) પીવા લાયક, સંભાળવા લાયક, રક્ષણ કરવા લાયક.
**पाताल** न. ( पतन्त्यस्मिन् दुष्क्रियावन्तः, पत्+आलञ् ) ભુવનનો નીચલો ભાગ, સર્વથી નીચે રહેલું સ્થાન જેમાં અધર્મિઓ પડે છે તે અધોલોક, જ્યોતિષ પ્રસિદ્ધ લગ્નથી ચોથું સ્થાન.
**पाताल** पु. ( पतति जारणार्थं पारदादिकं यत्र ) ઔષધિ પકાવનાર એક પ્રકારનું યંત્ર, વાડવાગ્નિ, ખાડો.
**पातालकेतु** पु. ( पातालः केतुरस्य ) તે નામનો એક દાનવ.
**पातालगरुडी** स्त्री. ( पातालाख्या गरुडी ) પાતાલ ગરૂડી નામની વનસ્પતિ.
**पातालनिलय** पु. (पाताले पातालं निलयो यस्य) પાતાલ માં રહેનાર દૈત્ય કે નાગ વિગેરે.
**पातालनिवास** पु. ( नि+वस्+आधारे घञ् , पाताले निवासो यस्य ) ઉપરનો અર્થ.
**पातालनिवासिन्** त्रि. (पातालनिवास+इनि) પાતાળમાં રહેનાર.
**पातालवासिन्** त्रि. ( पातालवास+इनि ) પાતાલમાં

**प्रतिवेश्म** अव्य. ( वेश्मनि वेश्मनि वीप्सायां अव्ययी. ) ઘેરે ઘેરે, દરેક ઘરમાં.

**प्रतिवेश्मन्** न. ( प्रत्यासन्नं वेश्म ) પડોશનું ઘર.

**प्रतिव्यूह** पु. ( प्रतिरूपः व्यूहः ) સૈન્યને ગોઠવવાનો એક પ્રકાર–લશ્કરની યોગ્ય ગોઠવણી, સામે ગોઠવણ, વિરૂદ્ધ રચના.

**प्रतिशङ्कनीय** त्रि. ( प्रति+शङ्क्+अनीयर् ) શંકા કરવા યોગ્ય, સંશય કરવા લાયક.

**प्रतिशङ्का** स्त्री. ( प्रति+शङ्क्+अङ्+टाप् ) શંકા, વહેમ.

**प्रतिशङ्क्य** त्रि. ( प्रति+शङ्क्+यत् ) શંકા કરવા યોગ્ય.

**प्रतिशब्द** पु. ( प्रतिरूपः शब्दः ) प्रतिध्वनि શબ્દ જુઓ.

**प्रतिशम** पु. ( प्रति+शम्+घञ् ) શાંતિ.

**प्रतिशयन** न. ( प्रति+शी+भावे ल्युट् ) મરજી મુજબ મેળવવા માટે દેવવિગેરે પાસે સ્નાન–ભોજન વગેરેનો ત્યાગ કરી સૂઇ રહેવું.

**प्रतिशयित** त्रि. ( प्रति+शी+क्त ) સૂઈ રહેલ.

**प्रतिशासन** न. ( प्रति+शास्+ल्युट् ) નોકર ચાકરને હુકમ કરવો તે.

**प्रतिशिष्ट** त्रि. ( प्रति+शास्+कर्मणि क्त ) મોકલેલું-તિરસ્કાર કરેલું, ખંડન કરેલું.

**प्रतिश्या** स्त्री. ( प्रति+श्यै+करणे वा. अङ्+टाप् ) સળેખમ–એક જાતનો રોગ.

**प्रतिश्याय** पु. ( प्रतिक्षणं श्यायते, प्रति+श्यै+ण ) સળેખમનો રોગ, હીમ–ઝાકળ.

**प्रतिश्रय** पु. ( प्रतिश्रीयते, प्रति+श्रि+आधारे अच् ) યજ્ઞગૃહ, સભા, સ્થાન, ઘર, આશ્રય.

**प्रतिश्रव** पु. ( प्रति+श्रु+भावे अप् ) સ્વીકાર, માન્ય.

**प्रतिश्रवण** न. ( प्रति+श्रु+भावे ल्युट् ) સાંભળવું તે, સ્વીકારવું, માન્ય કરવું.

**प्रतिश्रवण** त्रि. ( प्रतिगतः श्रवणं कर्णम् ) કાનને અનુસરેલ, કાને પહોંચેલ.

**प्रतिश्रवस्** पु. ગોત્ર પ્રવર એક ઋષિ, પરિક્ષિતના પુત્ર ભીમસેનનો પુત્ર એક રાજા.

**प्रतिश्रुत्** स्त्री. ( प्रतिरूपं श्रूयते, श्रु+सम्प. वा. कर्मणि क्विप् तुक् च ) સામો અવાજ, પડઘો.

**प्रतिश्रुत्का** स्त्री. તે નામે એક દેવતા.

**प्रतिश्रुत** त्रि. ( प्रतिश्रुयते स्म, प्रति+श्रु+क्त ) સ્વીકારેલ, માન્ય કરેલ, સંભાળેલ.

**प्रतिश्रुत** न. સ્વીકાર, માન્ય.

**प्रतिश्रुति** स्त्री. ( प्रति+श्रु+भावे क्तिन् ) સાંભળવું, સ્વીકાર, પડઘો, સામો અવાજ.

**प्रतिश्रुति** पु. ( पडिसुइ जै. प्रा. ) જંબુદ્વિપના ઐરવત ક્ષેત્રમાં આગામિ ઉત્સર્પિણીમાં થનાર ૯ મા કુલકર.

**प्रतिषिद्ध** त्रि. ( प्रति+सिध्+कर्मणि क्त ) મનાઈ કરેલ, અટકાવેલ, રોકેલ, નિષેધેલ.

**प्रतिषिद्धसेवन** न. ( प्रतिषिद्धस्य सेवनम् ) નિષેધેલાનું સેવન.

**प्रतिषिद्धसेविन्** त्रि. ( प्रतिषिद्धं सेवते सेव्+णिनि ) મનાઇ કરેલી વસ્તુ વગેરેનું સેવન કરનાર.

**प्रतिषेद्धृ** त्रि. ( प्रति+सिध्+तृच् ) નિષેધ કરનાર, મનાઈ કરનાર.

**प्रतिषेध** पु. ( प्रति+सिध्+भावे घञ् ) નિષેધ, મનાઈ, રોકવું, અટકાવવું, દૂષણ કહેવું, તે નામનો એક અર્થાલંકાર.

**प्रतिषेधक** त्रि. ( प्रतिषेधति, प्रति+सिध्+ण्वुल् ) મનાઇ કરનાર, નિષેધ કરનાર, વારનાર.

**प्रतिषेधन** न. ( प्रति+सिध्+ल्युट् ) રોકવું, નિષેધ મનાઈ, અટકાવવું, દૂષણ કહેવું.

**प्रतिषेधित** त्रि. ( पडिसेहिय जै. प्रा. ) પ્રતિષેધ કરેલ, મનાઈ કરેલ.

**प्रतिषेधोपमा** स्त्री. તે નામનો એક અર્થાલંકાર.

**प्रतिष्क** पु. ( प्रतिष्कन्दति प्रतिगच्छति प्रति+स्कन्द्+बाहु. ड ) દૂત, જાસુસ.

**प्रतिष्कष** पु. ( प्रतिकष्यतेऽनेन, प्रति+कष्–हिंसायां+अच् वा. सुट् षत्वम् ) ચામડાની દોરી, સહાયક, સહચર.

**प्रतिष्कस** पु. ( प्रतिकसति, प्रति+कस्+अच् वा. सुट् षत्वम् ) દૂત, ગુપ્ત નોકર.

**प्रतिष्टब्ध** पु. ( प्रति+स्तम्भ्+क्त ) અટકાવેલ, રોકેલ, સ્તબ્ધ કરેલ, થંભાવેલ.

**प्रतिष्टम्भ** पु. ( प्रति+स्तम्भ्+भावे घञ् षत्वम् ) પ્રતિબંધ, થંભાઈ રહેવું–થોભાઈ રહેવું, હરકત.

વશ થયેલ, તાબે થયેલ, સ્વાધીન થયેલ.

**वशीर** पु. ( वश्+ईरन् ) ગજપીપર.

**वश्य** न. ( वशाय वशीकरणाय साधु, वश्+यत् ) લવીંગ.

**वश्य** त्रि. ( वशमधीनत्वं गत इति, वश्+यत् ) વશ, સ્વાધીન, તાબે થયેલ.

"मनो नवद्वारनिषिद्धवृत्ति हृदि व्यवस्थाप्य समाधिवश्यम्" कुमारे

**वश्यका** स्त्री. ( वश्या+स्वार्थे कन् ह्रस्वः टाप् ) સ્વાધીન સ્ત્રી.

**वश्या** स्त्री. ( वश्य+स्त्रियां टाप् ) ઉપર પ્રમાણે અર્થ.

**वष्** ( भ्वा. प. स. सेट् वषति ) વધ કરવો, ઠાર મારવું, મારી નાંખવું.

**वषट्** अव्य. ( वह्–डषटि ) દેવોને ઉદ્દેશી હોમવાને યોગ્ય વસ્તુનો ત્યાગ.

**वषट्कार** पु. ( वषट् इत्यस्य कारः करणं यत्र ) દેવોને ઉદ્દેશી હવિષના ત્યાગ જેમાં થાય તે યજ્ઞ.

**वषट्कृत** त्रि. ( वषडिति मन्त्रेण कृतम् ) હોમેલ.

**वष्क्** ( भ्वा. आ. स. सेट् वष्कते ) જવું.

**वष्कय** पु. ( वष्कते, वष्क्–गतौ+बाहु. अयन् ) એક વર્ષનું વાછરડું.

**वष्कयणी** स्त्री. ( वष्कयमेकहायनवत्सं नयति स्थानान्तरं नी+ड गौरा. ङीष् णत्वं ) ઘણા કાળથી વીયાયેલી ગાય.

**वष्कयिणी** स्त्री. ( वष्कः एकहायनो वत्सोऽस्त्यस्याः इनि +ङीप् ) ઉપર પ્રમાણે અર્થ.

**वस्** ( चु. उभ. सेट् वासयति–ते ) સ્નેહાળ થવું, માયાળુ થવું. अक. છેદવું, વધ કરવો. सक.

**वस्** ( दिवा. पर. सक. सेट् वस्यति ) થંભવું, થંભી જવું.

**वस्** ( भ्वा. प. अ. अनिट् वसति ) રહેવું, વસવું,હોવું, ગાળવું. ( अधि+वस्=अधिवसति ) રહેવું, સ્વાધીન કરવું, કબજે લેવો. ( आ+वस्=आवसति ) રહેવું, સમય વિગેરે ગાળવો, વિસ્તારવું, ( नि+वस्=निवसति ) રહેવું, કબજે લેવો, વાસ કરવો. ( परि+ वस्=परिवसति ) રહેવું, પ્રવાસ કરવો.

**वस्** ( अदा. आ. स. सेट् वस्ते ) ઢાંકવું.

**वस्** ( चुरा. उभ. स. सेट् वासयति–ते ) સુવાસિત કરવું, સુગન્ધી કરવું.

**वसत्** ( वस्+वर्त्तमाने शतृ ) વસતું, રહેતું.

**वसति** स्त्री. ( वस्+अति ) રહેઠાણ, વાસ, રાત્રિ, સ્થાપન, ઘર, છાવણી.

**वसतिवरी** स्त्री. ब. व. સોમ ગ્રહણ માટે જળ.

**वसती** स्त्री. ( वस्+अति वा ङीप् ) વાસ, રહેઠાણ, રાત્રિ, સ્થાન, નિકેતન.

**वसथ** पु. ( वस्+अथच् ) ગામ, ગામડું.

**वसन** न. ( वस्–आच्छादने+कर्मणि ल्युट् ) વસ્ત્ર, સ્ત્રીનું કટી ભૂષણ–કંદોરો.

"सीतेऽतीते वसनमशनं वासरांते निशान्ते" उद्भटे.

**वसन** न. ( वस्+भावे ल्युट् ) ઢાંકણ, વસવું તે.

**वसन** न. ( वस्–निवासे+आधारे ल्युट् ) વાસ, રહેઠાણ.

**वसनगृह** न. ( वसननिर्मितं गृहम् ) તંબુ, કપડાંનું બનાવેલું ઘર.

**वसनसद्मन्** न. ( वसननिर्मितं सद्म ) ઉપરનો અર્થ.

**वसना** स्त्री. ( वस्+युच्+टाप् ) સ્ત્રીઓનું કટીનું આભૂષણ–કંદોરો.

**वसन्त** पु. ( वसन्त्यत्र मदनोत्सवा इति, वस्+झ ) ચૈત્ર–વૈશાખ એ બે મહિનાની ઋતુ, ઝાડાનો રોગ,નાટકમાં વિદૂષકનું વિશેષણ, તે નામે એક તાલ.

"सुखाः प्रदोषा दिवसाश्च रम्या,
सर्व्वं प्रिये चारुतरं वसन्ते" । ऋतुसंहारे.

**वसन्तक** पु. ( वसन्त+संज्ञायां कन् ) અરડુસાનું ઝાડ.

**वसन्तकुसुम** पु. ( वसन्ते कुसुमं यस्य ) સેલુ વૃક્ષ.

**वसन्तकुसुम** न. ( वसन्तस्य कुसुमम् ) વસન્તૠતુનું ફૂલ.

**वसन्तकुसुमाकर** पु. પ્રમેહ રોગનો નાશ કરનાર એક ઔષધ.

**वसन्तघोषिणी** स्त्री. ( वसन्ते घोषयति, घुष्+णिनि+ ङीप् ) કોયલ–માદા.

**वसन्तघोषिन्** पु. ( वसन्ते घोषयति, वसन्त+घुष्+णिनि ) કોયલ–નર.

**वसन्तज** त्रि. ( वसन्ते जायते, जन्+ड ) વસન્ત ઋતુમાં ઉત્પન્ન થનાર.

**वसन्तजा** स्त्री. ( वसन्ते जायते, जन्+ड+टाप् ) માધવી લતા.

**वल्लीदूर्वा** स्त्री. ( वल्लीरूपा दूर्वा ) એક જાતની ધ્રો-દુર્વા.

**वल्लीवदरी** स्त्री. ( वल्लीरूपा वदरी ) એક જાતની બોરડી, ભૂમી બદરી.

**वल्लीमुद्ग** पु. ( वल्लीप्रधानो मुद्गः ) જંગલી મગ.

**वल्लीवृक्ष** पु. ( वल्लीव दीर्घो वृक्षः ) સાગનું ઝાડ.

**वल्लुर** न. ( वल्ल्+उरन् ) લતા, કુંજ, વેલ, જંગલ, નિર્જન સ્થલ, ક્ષેત્ર, ખેડ્યાવિનાની ઘાસ ઉગેલી જમીન.

**वल्लूर** त्रि. ( वल्ल्+ऊरन् ) તડકા વિગેરેથી સુકું માંસ, ડુક્કરનું માંસ, વનક્ષેત્ર, જંગલ, વાહન, ક્ષારભૂમિ.

**वल्या** स्त्री. ( वल्ल्+यत्+टाप् ) ધાવડીનું ઝાડ.

**वल्वज** न. ( वलते भुवं वेष्टयति, वल्-क्विप्, तादृशः सन् वजति गच्छति, वज्+अच् ) એક જાતનું ઘાસ.

**वल्वजा** स्त्री. ( वल्वज+स्त्रियां टाप् ) એક જાતનું ઝાડ.

**वल्ह्** ( चु. उभ. अक. सेट् वल्हयति-ते ) પ્રકાશવું, દીપવું.

**वल्ह्** ( भ्वा. आ. स. सेट् वल्हते ) ઉત્કર્ષ પામવો.

**वव** पु. ( वा+ड, प्रकारे द्वित्वं ववयोरभेदात् ) જ્યોતિષમાં કહેલ પહેલું કરણ.

**वश्** ( अदा. प. स. सेट् वष्टि ) સ્પૃહા કરવી, ઇચ્છવું. "निःस्वो वष्टि शतं शतां दशशतं लक्षं सहस्राधिपः"। सुभाषिते.

**वश** पु. न. (वश्+भावे अप् कर्त्तरि अच् वा) તાબેદારી, તાબેદારપણું, પરવશતા, ધણીપણું, પ્રભુપણું, ઇચ્છા.

**वश** त्रि. ( वष्टि, वश्+कर्त्तरि अच् ) સ્વાધીન, પરવશ, પરાધીન.

**वशंवद** त्रि. ( वशं वशकरं मधुरं, वशोऽहमिति वा वदति, वश+वद्+खच् मुम्च ) પ્રિયવાક્ય બોલનાર, મીઠું બોલનાર, "હું તને વશ છું" એમ બોલનાર.

**वशका** स्त्री. ( वशेन आयत्ततया कायति शोभते कै+क+टाप् ) સ્વાધીન સ્ત્રી, તાબામાં રહેતી સ્ત્રી.

**वशक्रिया** स्त्री. ( वशस्य क्रिया करणम् ) વશ કરવું તે.

**वशग** त्रि. ( वशं गच्छति, गम्+ड ) વશ થયેલ, તાબે થયેલ.

**वशगा** स्त्री. ( वशं गच्छति, गम्+ड+टाप् ) સ્વાધીન સ્ત્રી, તાબામાં રહેતી સ્ત્રી.

**वशङ्गत** त्रि. ( वशं गतः ) વશ થયેલ, તાબે થયેલ.

**वशना** स्त्री. ( वश्+युच्+टाप् ) સ્ત્રીનું કંઠભૂષણ. "सारसनं सारशनं वसना वशना तथा" शब्दरत्नार्णवे

**वशवर्त्तिन्** त्रि ( वशे वर्त्तते, वृत्+णिनि ) વશ થયેલ, સ્વાધીન,

**वशा** स्त्री. ( वश्-स्पृहायां+अच्+टाप् ) કોઇ પણ સ્ત્રી, વાંઝણી સ્ત્રી, તાબેદાર સ્ત્રી, હાથણી, ગાય, નણંદ. "स्त्रीरत्नेषु ममोर्वशी प्रियतमा यूथे तवेयं वशा।" विक्रमोर्वशीये

**वशाकु** पु. એક જાતનું પક્ષી.

**वशानुग** त्रि. ( वशं अनुगच्छति, अनु+गम्+ड ) વશ થયેલ, તાબેદાર.

**वशापायिन्** पु. ( वशां पीवति, पा+णिनि ) કુતરો.

**वशापायिनी** स्त्री. ( वशापायिन्+स्त्रियां जाति. ङीष् ) કુતરી.

**वशि** त्रि. ( वश्+अस्त्यर्थे इनि ) બીજાને વશ કરનાર.

**वशि** न. ( वश्+भावे इनि ) વશીકરણ.

**वशिक** त्रि. ( वशोऽस्त्यस्य ठन् ) શૂન્ય, ખાલી.

**वशिका** स्त्री. ( वशो वशीकरणं साध्यत्वेनास्त्यस्या इति वश्+ठन्+टाप् ) અગર ચન્દન.

**वशिता** स्त्री. ( वशेर्भावः तल्+टाप् ) બીજાને વશ કરવું તે, વશ કરવાપણું, ઇશ્વરનું એક ઐશ્વર્ય, સ્વતંત્ર.

**वशित्व** न. ( वशिनो भावः त्व ) ઉપર પ્રમાણે અર્થ.

**वशिन्** त्रि. ( वशोऽस्त्यस्य इनि ) ઇન્દ્રિય જેને વશ છે એવો પુરૂષ, સ્વાધીન, સ્વતંત્ર

**वशिनी** स्त्री. ( वशिन्+स्त्रियां ङीप् ) ખીજડીનું ઝાડ.

**वशिर** न. ( वश्+इरन् ) સમુદ્રનું મીઠું.

**वशिर** पु. ( ,, ,, ) ગજપીપર, વનસ્પતિ ચવક.

**वशिष्ठ** पु. (अतिशयेन वशी इष्ठन् इने र्लुक्) વસિષ્ઠ મુનિ.

**वशीकरण** न. ( अवशः वशःक्रियतेऽनेन, वश+च्वि+कृ+ल्युट् ) બીજાને વશ કરે તેવો મંત્ર પ્રયોગ કરવો.

**वशीकृत** त्रि. ( अवशः वशःक्रियते, वश+च्वि+कृ+क्त ) વશ કરેલ, તાબે કરેલ.

**वशीभवन** न. ( वश+च्वि+भू+ल्युट् ) વશ થવું, તાબે થવું.

**वशीभूत** त्रि. ( अवशो वशो भूतः, वश+च्वि+भू+क्त )

**वसुप्राण** पु. ( वसुः दीप्तिः प्राणा इव यस्य ) અગ્નિ, ચિત્રાનું ઝાડ.

**वसुपूज्य** पु. १२ મા જૈન તીર્થંકર વાસુપૂજ્યના પિતા.

**वसुमत्** त्रि. ( वसु+अस्त्यर्थे मतुप् ) ધનવાન, પૈસાદાર.

**वसुमती** स्त्री. ( वसु+मतुप्+ङीप् ) પૃથ્વી, કોઇ નામ.

**वसुरोचिस्** पु. ( वसुने धनाय रोचते, रुच्+इसुन् ) યજ્ઞ.

**वसुल** पु. ( वसुं दीप्तिं लाति, ला+क ) દેવ.

**वसुषेण** पु. ( वसुयुक्ता सेनाऽस्य ) કર્ણ.

**वसुस्थली** स्त्री. ( वसूनां धनानां स्थली ) કુબેરની નગરી, ધન રત્ન–સોના વિગેરેનું સ્થળ.

**वसुहट्ट** पु. ( वसूनां दीप्तीनां हट्ट इव ) એક જાતનું ઝાડ. बकवृक्ष.

**वसुहट्टक** पु. ( वसूनां हट्टः स्वार्थे कन् ) ઉપર પ્રમાણે અર્થ.

**वसूक** न. ( वसुक+पृषो. ) એક જાતનું લવણ.

**वसूरा** स्त्री. વેશ્યા.

**वस्क्** ( भ्वा. आ. स. सेट् वस्कते ) જવું, ચાલવું.

**वस्क** पु. ( वस्क्+घञ् ) અધ્યવસાય, નિશ્ચય.

**वस्कराटिका** स्त्री. વીંછી.

**वस्त्** ( चुरा उभ. सेट् वस्तयति–ते ) માંગવું, યાચવું દ્વિક. મારી નાંખવું, જવું. सक.

**वस्त** पु. ( वस्त्यते वध्यते, वस्त्+कर्मणि घञ् ) બકરો.

**वस्त** न. ( वस्त्+अच् ) ઘર.

**वस्तक** न. ( वस्त इव कायति, कै+क ) બનાવટી મીઠું.

**वस्तकर्ण** पु. ( वस्तस्य कर्णः पत्राकारेऽस्त्यस्य अच् ) સાગનું ઝાડ.

**वस्तगन्धा** स्त्री. ( वस्तस्येव गन्धो यस्याः ) અજગન્ધા વનસ્પતિ.

**वस्तमोदा** स्त्री. ( वस्तं छागं मोदयति, मुद्+णिच्+अण्+टाप् ) અજમોદ.

**वस्तव्य** त्रि. ( वस्+कर्मणि तव्यत् ) રહેવા લાયક, વસવા યોગ્ય.

**वस्ति** पु. ( वसति मुत्रादिकमत्र, वस्+उणा. ति ) નાભિથી નીચેનું મૂત્રાધાર સ્થાન, વાસ, રહેઠાણ, ઝાડાની કબજીઆત વગેરે રોગોને ટાળવા સારૂ ગુદાદ્વારા લેવાતી પીચકારી.

**वस्ति** पु. स्त्री. ( वस्+तिच् ) વસ્ત્રની કિનાર–છેડો, પીચકારી.

**वस्तिकर्मन्** न. ( वस्त्याः कर्म ) ગુદાદ્વારા પીચકારી મારવી તે.

**वस्तिकर्माढय** पु. ( वस्तिकर्मणा तच्छोधनव्यापारेण आढ्यः ) અરીઠાંનું ઝાડ.

"अरीष्टो वस्तिकर्माढयो वेणीरः फेनिलः क्षुणः"

**वस्तिमल** न. ( वस्तेर्नाभ्यधोभागस्य मलम् ) મૂત્ર, પેશાબ.

**वस्ती** स्त्री. ( वस्त+स्त्रियां जाति. ङीष् ) બકરી.

**वस्तु** न. ( वसतीति, वस्+उणा. तुन् ) ચીજ, દ્રવ્ય, પદાર્થ, સત્ય પદાર્થ, પાત્રભૂત, અર્થ, નાટક વિગેરેનો વિષય (પ્લૅાટ).

"स्पृहावती वस्तुषु केषु मागधी"–रघुवंशे.

**वस्तुक** न. ( वस्तु+इवार्थे कन् ) એક જાતનું શાક. वास्तुक

**वस्तुका** स्त्री ( वस्तुक+स्त्रियां टाप् ) એક જાતનું શાક.

**वस्तुतस्** अव्य. ( वस्तु+पञ्चम्यर्थे तसिल् ) વાસ્તવિક રીતે, ખરી રીતે, વસ્તુથી.

**वस्तुमात्र** न. ( वस्तु+मात्रम् ) પદાર્થ માત્ર.

**वस्तुहानि** स्त्री. ( वस्तुनो हानिः ) વસ્તુનું નુકશાન, ચીજની હાણ.

**वस्तूक** न. એક જાતનું મીઠું.

**वस्त्य** न. ( वसतौ साधुः यत् ) ઘર.

**वस्त्वन्तर** न. ( अन्यद् वस्तु ) બીજી વસ્તુ, બીજો પદાર્થ.

**वस्त्वभाव** पु. ( वस्तुनः अभावः ) વસ્તુનો અભાવ.

**वस्त्र** न. ( वस्यते आच्छाद्यतेऽनेन, वस्+ष्ट्रन् ) વસ્ત્ર, કપડું, તમાલપત્ર, આચ્છાદન.

**वस्त्रकुट्टिम** न. ( वस्त्रनिर्मितं कुट्टिमम् ) છત્ર, છત્રી, તમ્બુ.

**वस्त्रगृह** न. ( वस्त्रनिर्मितं गृहम् ) તમ્બુ, છત્રી.

**वस्त्रग्रन्थि** पु. ( वस्त्रस्य ग्रन्थिः ) સ્ત્રીએ પહેરેલા કપડાની કેડ ઉપરની ગાંઠ.

**वस्त्रनिर्णेजक** पु. ( वस्त्र+निस्+णिज्+ण्वुल् ) ધોબી.

**वस्त्रपुत्रिका** स्त्री. ( वस्त्रनिर्मिता पुत्रिका ) લુગડાની પુતળી.

**वस्त्रभूषणा** स्त्री. ( वस्त्रस्य भूषणं यस्याः ) મજીઠ.

**वस्त्रभेदक** पु. ( वस्त्र+भिद्+ण्वुल् ) દરજી.

**वसन्ततिलक** न. ( वसन्तस्य तिलकमिव ) એક જાતનું ફૂલ, ચૌદ અક્ષરના ચરણવાળો એક છન્દ.
"ज्ञेयं वसन्ततिलकं तभजा जगौगः"–छन्दोमं. जर्याम्
**वसन्ततिलका** स्त्री. ચૌદ અક્ષરનો એક છન્દ.
**वसन्तदूत** पु. ( वसन्तस्य दूत इव ) કોયલ–નર, આંબાનું ઝાડ, પંચમ રાગ.
**वसन्तदूती** स्त्री. ( वसन्तस्य दूतीव ) માધવી લતા, પાટલી વૃક્ષ, ગણીયારીનું ઝાડ, કોયલ–માદા.
**वसन्तद्रु** पु. ( वसन्तस्य द्रुः ) આંબાનું ઝાડ.
**वसन्तपञ्चमी** स्त्री. ( वसन्तस्य पञ्चमी ) વસંત પંચમી, માઘ શુદિ પાંચમ.
**वसन्तवृक्ष** पु. ( वसन्तस्य वृक्षः ) આંબાનું ઝાડ.
**वसन्तसख** पु. ( वसन्तस्य सखा इति समा. अच् ) કામદેવ.
**वसन्तोत्सव** पु. ( वसन्तस्य उत्सवः ) હોળીનો ઉત્સવ.
**वसा** स्त्री. ( वस्+अच्+टाप् ) મેદ, ચરબી, એક વેલો.
**वसाढ्य** पु. ( वसाभिः आढ्यः ) શિશુમાર નામનું મોટું માછલું.
**वसाढ्यक** पु. ( वसाढ्य+स्वार्थे क ) ઉપરનો અર્થ.
**वसाढ्या** स्त्री. ( वसाभिः आढ्या ) શિશુમાર નામની મોટી માછલી.
**वसान** त्रि. ( वस्+वर्त्तमाने शानच् ) પહેરતું, ધારણ કરતું.
**वसि** पु. ( वस्+इन् ) રહેઠાણ, ઘર રહેવું.
**वसितृ** त्रि. ( वस्+तृच् ) વસનાર, રહેનાર.
**वसिन्** पु. ( वस्+इन ) પાણીનો બિલાડો.
**वसिर** न. ( वस्+इरन् ) સમુદ્રનું મીઠું, ગજપીપર.
**वसिष्ट** पु. ( वशिष्ट+पृषो. ) વસિષ્ઠ નામના ઋષિ.
**वसु** न. ( वस्+उ ) ધન, રત્ન, વૃદ્ધિ નામની ઔષધિ, સોનું, પાણી.
**वसु** पु. ( ,, ,, ) આઠ વસુ પૈકી પ્રત્યેક, એક જાતનું ઝાડ, અગ્નિ, કિરણ, સૂર્ય, ધોંસરાની ગાંઠ, વસુ જેના દેવતા હોય તે નક્ષત્ર–ધનિષ્ઠા, તે નામનો એક રાજા, આઠ સંખ્યાની સંજ્ઞા, ચિત્રાનું ઝાડ, આકડાનું ઝાડ.
**वसु** त्रि. ( वस्+उ ) મધુર, મીઠું, સૂકું, સુકાઈ ગયેલું.
**वसु** स्त्री. ( वस्+उ ) વૃદ્ધિ ઔષધિ, દીપ્તિ.
**वसुक** पु. ( वसुना सूर्यनाम्ना कायति, कै+क+टाप् ) આકડાનું ઝાડ, બક વૃક્ષ.
**वसुक** न. ( वसु+संज्ञायां कन् ) એક જાતનું મીઠું
**वसुकीट** पु. ( वसुनि धने कीट इव ) યાચક,માગણ.
**वसुच्छिद्रा** स्त्री. ( वसुसङ्ख्यातानि पुष्पे छिद्राणि यस्याः ) મહામેદા નામની વનસ્પતિ.
**वसुद** पु. ( वसूनि ददाति, दा+क ) કુબેર, વિષ્ણુ.
**वसुद** त्रि. ( ,, ,, ) ધન–સોનુ–રત્ન વિગેરે આપનાર.
**वसुदा** स्त्री. ( वसु ददाति, दा+क) પૃથ્વી, ધન આપનારી.
**वसुदेव** पु. ( वसुना दीव्यति, दिव्+अच् ) શ્રીકૃષ્ણનો પિતા.
**वसुदेव** न. ( वसवो देवा यस्य ) ધનિષ્ઠા નક્ષત્ર.
**वसुदेवता** स्त्री. ( वसवो देवता यस्याः ) ઉપરનો અર્થ.
**वसुदेवभू** पु. ( वसुदेवात् भवति, भू+क्विप् ) શ્રીકૃષ્ણ.
**वसुदेव्या** स्त्री. ધનિષ્ઠા નક્ષત્ર.
**वसुधा** स्त्री. (वसूनि धीयन्तेऽस्यां, धा+घञर्थे आधारे क+टाप् ) પૃથ્વી.
**वसुधाधर** स्त्री. ( वसुधां धारयति, धृ+अच् ) પર્વત.
**वसुधाधिप** पु. ( वसुधायाः अधिपः ) રાજા.
**वसुधाधिपति** पु. ( वसुधायाः अधिपतिः ) રાજા.
**वसुधाधीश** पु. ( वसुधायाः अधीशः ) ઉપરનો અર્થ.
**वसुधाधीश्वर** पु. ( वसुधायाः अधीश्वरः ) રાજા, નૃપ.
**वसुधानगर** न. વરૂણની રાજધાની.
**वसुधारा** स्त्री. ( वसोर्श्चैदिराजस्य प्रियार्थं धारा घृतस्य-वसन्ततिः ) માંગલિકમાં ચૈદિરાજ વસુને ઉદ્દેશીને કરાતી ઘી વિગેરેની ધાર.
**वसुधारा** स्त्री. ( वसोः रत्नस्येव धारा यस्याः ) કુબેરની નગરી, જૈનની એક શક્તિ.
"कुड्यालग्नां वसोर्धारां सप्त वारान् घृतेन तु ।
कारयेत्पञ्च वारान् वा नातिनीचां न चोच्छ्रिताम्" ॥
छान्दोग्योप०
**वसुन्धरा** स्त्री. ( वसूनि धारयति, धृ+खच् मुम् ह्रस्वश्च ) પૃથ્વી

**वहिर्भवन** न. ( वहिर्+भू+भावे ल्युट् ) બહાર થવું-હોવું.
**वहिर्भूत** त्रि. ( वहिः+भू+क्त ) બહાર થયેલ.
**वहिर्मुख** त्रि. ( वहिः बाह्यविषये मुखं प्रवणता यस्य ) બાહ્ય વિષયોમાં આસક્ત મનવાળું, વિષયાસક્ત, આત્મસ્વરૂપથી વિમુખ.
**वहिश्चर** पु. ( वहिश्चरतीति चर्+ट ) કરચલો.
**वहिश्चर** त्रि. ( वहिश्चरतीति, चर्+ट) બહાર ફરનાર-જનાર.
**वहिष्करण** न. ( वहिस्+कृ+ल्युट् ) બહાર કરવું, હાંકી કાઢવું, બહિષ્કાર કરવો, અનાદર કરવો.
**वहिष्कार** पु. ( वहिस्+कृ+घञ् ) ઉપર પ્રમાણે અર્થ.
**वहिष्कृत** त्रि. ( वहिस्+कृ+क्त ) બહાર કાઢેલ, અનાદર કરેલ, તિરસ્કારેલ.
**वहिस्** अव्य. ( वह्+इसुन् बवयोरभेदात् ) બહાર.
**वहेडक** पु. ( वह्+अच् वहः एडक इव बृहत् काण्डो यस्य ) બહેડાનું ઝાડ.
**वह्नि** पु. ( वह्+नि ) અગ્નિ, ચિત્રાનું ઝાડ, ભિલામાનું ઝાડ, લીંબુનું ઝાડ, તંત્રોક્ત 'र' અક્ષર.
**वह्निकर** त्रि. ( वह्निं करोति, कृ+अच् ) અગ્નિ કરનાર, અગ્નિદીપક.
**वह्निकरी** स्त्री. ( वह्निकर+स्त्रियां जाति. ङीष् ) એક જાતનું ઝાડ.
**वह्निकाष्ठ** न. ( वह्नेर्दाह्यदाहायानुकूलं काष्ठम् शा. त. ) એક જાતનું અગર.
**वह्निकुमार** पु. જૈનાગમ પ્રસિદ્ધ અગ્નિકુમારદેવ.
**वह्निगन्ध** ( पु. ( वह्नौ दाहकाले गन्धो यस्य ) એક જાતનો ધૂપ.
**वह्निगर्भ** पु. ( वह्निर्गर्भे यस्य ) વાંસ.
**वह्निगर्भा** स्त्री. ( वह्निरग्निर्गर्भे यस्याः ) ખીજડીનું ઝાડ.
**वह्निज्वाला** स्त्री. ( वह्नेर्ज्वालेव पीडाकारकत्वात् ) ધાવડીનું ઝાડ, અગ્નિની ઝાળ.
**वह्निदीपक** पु. ( वह्निरिव दीप्यति दीप्+ण्वुल् ) કસુંબાનું ઝાડ.
**वह्निदीपक** त्रि ( वह्निं देहस्थवह्निं सेवनात् दीपयति दीप्+णिच्+ण्वुल् ) અગ્નિદીપક.
**[व]ह्निदीपिका** स्त्री. ( वह्निं जठराग्निं दीपयति, ण्वुल्+टाप् अत इत्वं ) અજમોદ.
**वह्निनामन्** पु. ( वह्निरिति नाम यस्य ) ભીલામાનું ઝાડ, ચિત્રક વૃક્ષ.
**वह्निनी** स्त्री. ( वह्निं तत्कान्तिं नयति, नी+ड-गौरा. ङीष् ) જટામાંસી વનસ્પતિ,
**वह्निपुष्पी** स्त्री. ( ,, रिव तापकं पुष्पं यस्याः ङीष् ) ધાવડીનું ઝાડ.
**वह्निवीज** न. ( वह्नेः बीजमिव ) સોનું, લીંબુ, તંત્રોક્ત 'र' અક્ષર.
**वह्निभोग्य** न. ( वह्नेः भोग्यम् ) ઘી.
**वह्निमन्थ** पु. ( वह्नये वह्निजननाय मथ्यतेऽसौ मन्थ्+कर्मणि घञ् ) ગણીયારીનું ઝાડ.
**वह्निमन्थ** पु. ( वह्नेः मन्थः ) અગ્નિનું મંથન, અગ્નિ પ્રગટ કરવો તે.
**वह्निमारक** न. ( वन्हिं मारयति मृ+ण्वुल् ) પાણી.
**वह्निमित्र** पु. ( वन्हिर्मित्रं यस्य ) વાયુ.
**वह्निरेतस्** पु. ( वन्हौ निषिक्तं रेतो येन ) શિવ, અગ્નિ, ચિત્રાનું ઝાડ.
**वह्निरेतस्** न. ( वह्नेः रेतः ) સોનું.
**वह्निलोह** न. ( वह्निप्रचुरं लोहम् ) તાંબુ.
**वह्निलोहक** न. ( वह्नेःप्रियं लोहं धातुः स्वार्थे क ) કાંસુ, કાંચન.
**वह्निवधू** स्त्री. ( वह्नेः वधूः ) અગ્નિની સ્ત્રી સ્વાહા, સ્વાહાનો મંત્ર,
**वह्निवर्ण** न. ( वह्नेरिव वर्णो यस्य ) લાલ કમળ.
**वह्निवल्लभ** पु. ( वह्नेर्वल्लभः प्रियः उद्दीपकत्वात् ) લાખ.
**वह्निवल्लभ** त्रि. ( वह्नेः वल्लभः ) અગ્નિને વહાલું.
**वह्निवीज** न. ( वह्नेर्देहस्थवह्नेः वीजमिव ) સોનું, લીંબુ, તંત્રોક્ત 'र' અક્ષર.
**वह्निशिख** न. ( वह्नेरिव रक्तत्वात् शिखाऽस्य ) કસુંબો. "स्यात्कुसुम्भं वह्निशिखं वस्त्ररञ्जकमित्यपि"-भावप्रकाशे.
**वह्निशिखा** स्त्री. ( वह्नेः शिखा यद्वा वह्निरिव शिखा यस्याः ) અગ્નિની શિખા, ધાવડી.
**वह्निसख** पु. ( वह्नेर्जठराग्नेः सखा टच् समा. वह्नेः सखा च ) જીરૂં, વાયુ.
**वह्निसंज्ञक** पु. ( वह्नेः संज्ञा संज्ञा यस्य ततः कन् ) ચિત્રાનું ઝાડ, ભીલામાનું વૃક્ષ.

**वस्त्रभेदिन्** पु. ( वस्त्र+भिद्–णिनि ) દરજી.
**वस्त्रयुग्म** न. ( वस्त्रस्य युग्मम् ) કપડાંનો જોટો, બે વસ્ત્ર.
**वस्त्रयोनि** स्त्री. ( वस्त्रस्य योनिः ) રૂ–ઉન–રેશમ વિગેરે.
**वस्त्ररञ्जक** त्रि. ( वस्त्र+रञ्ज्+ण्वुल् ) કપડાં રંગનાર.
**वस्त्ररञ्जन** पु. ( वस्त्रं रञ्जयति, रञ्ज्+णिच्+ल्युट् ) કસુંબો.
**वस्त्राञ्चल** पु. न. ( वस्त्रस्य अञ्चलम् ) લુગડાનો છેડો.
**वस्त्रापहारक** त्रि. ( वस्त्राण्यपहरति, अप्+हृ+ण्वुल् ) કપડાં ચોરનાર, વસ્ત્ર ચોરનાર.
**वस्त्रापहारिन्** त्रि. ( वस्त्राणि अपहरति, अप+हृ+णिनि ) ઉપર પ્રમાણે અર્થ.
**वस्न** न. ( वस्–निवासे आच्छादने वा उणा० न. ) કીંમત, મૂલ્ય, પગાર, વસ્ત્ર, દ્રવ્ય, ચીજ, ધન, મૃત્યુ, વાસ, રહેઠાણ.
**वस्न** पु. ( वस्+उणा. न ) મૂલ્ય, કીંમત.
**वस्नन** न. સ્ત્રીનું કટિ ભૂષણ–કેડનો દાગીનો.
**वस्नसा** स्त्री. ( वस्नं स्यति, सो+क+टाप् ) સ્નાયુ જુઓ.
**वस्वौकसारा** स्त्री. ( वस्वौकेषु रत्नाकरेषु सारा ) ઇન્દ્રની નગરી, ઇન્દ્રની નદી, કુબેરની નગરી, કુબેરની નદી.
**वंह्** ( चुरा. उभ. अ. सेट् वंहयति ) દીપવું, પ્રકાશવું.
**वह्** ( भ्वा. उभ. द्विक. अनिट् वहति–ते ) પહોંચાડવું, પ્રાપ્તકરવું, વહેવું, વાવું, લઈ જવું.
**वहंलिह** पु. ( वहं लेढि, लिह्+अच् ) બળદ.
**वह** पु. ( उह्यतेऽनेन, वह्+घ ) બળદની ખાંધ.
**वह** पु. ( वह्+कर्त्तरि अच् ) ઘોડો, હાથ, રસ્તો, નદ, વાયુ.
**वह** त्रि. ( वह्+घ ) વહન કરનાર, વહેનાર, લઇ જનાર, પ્રાપ્ત કરનાર.
**वहत्** त्रि. ( वह्+वर्तमाने शतृ ) વહેતું, વાતું, લઈ જતું, પહોંચાડતું.
**वहत** पु. ( वहति, वह्+अतच् ) બળદ, મુસાફર.
**वहति** पु. ( वह्+अति ) વાયુ, બળદ, પ્રધાન, મંત્રી.
**वहती** स्त्री. ( वहति+स्त्रियां ङीप् ) ગાય, નદી.
**वहतु** पु. ( वह्+अतु ) મુસાફર, બળદ.
**वहन** न. ( उह्यतेऽनेन, वह्+करणेल्युट् ) તરવાનું સાધન હોડી વિગેરે.
**वहन** न. ( वह्+भावे ल्युट् ) વહેવું તે, લઇજવું તે, વાહન, જવું તે, પહોંચાડવું તે, એક નગર.
**वहनीय** त्रि. ( वह्+कर्मणि अनीयर् ) વહન કરવા યોગ્ય, લઇજવા યોગ્ય.
**वहन्त** पु. ( वह्+झच् ) વાયુ, બાળક.
**वहमान** त्रि. ( वह्+शानच् ) વહેતું, વાતું, લઈજતું, પહોંચાડતું.
**वहल** पु. ( वह्+अलच् ) વહાણ.
**वहल** त्रि. ( वह्+बाहु. अलच् ) દઢ, મજબુત, બહુ, પુષ્કળ, ગાઢ.
**वहलगन्ध** न. ( वहलो दृढो गन्धो यस्य ) એકજાતનું ચન્દન.
**वहलचक्षुस्** पु. ( वहलानि चक्षुषीव पुष्पाण्यस्य ) મેંઢાશીંગ, વનસ્પતિ.
**वहलत्वच** पु. ( वहला दृढा त्वचा यस्य ) ધોળું લોધરનું ઝાડ.
**वहला** स्त्री. ( वहलानि पुष्पादीनि सन्त्यस्य अर्श० अच्+टाप् ) સુવા, મોટી ઇલાયચી.
**वहा** स्त्री. ( वहतीति, वह्+अच्+टाप् ) નદી.
**वहित्र** न. ( वहति द्रव्याणि, वह्+इत्र ) વહાણ, હોડી. "विहितवहित्रचरित्रमखेदम् "–गीतगोविन्दे.
**वहित्रक** न. ( वहित्र+स्वार्थे कन् ) ઉપરનો અર્થ.
**वहिन्** त्रि. ( वह्+णिनि ) વહેનાર, લઇ જનાર, પ્રાપ્ત કરનાર, પહોંચાડનાર.
**वहिनी** स्त्री. ( वह्+णिनि+ङीप् ) વહાણ.
**वहिरङ्ग** न. ( वहिः प्रकृतेर्वाह्यमङ्गं यस्य ) વ્યાકરણ પ્રસિદ્ધ પ્રત્યયાદિક નિમિત્તક પ્રકૃતિના અવયવ વિગેરેમાં કાર્ય.
**वहिरिन्द्रिय** न. ( वहिर्देहाद् वाह्यस्य पदार्थस्य ग्राहकमिन्द्रियम् ) શબ્દાદિ બાહ્ય વિષયોને ગ્રહણ કરનારો શ્રોત્ર વગેરે ઇન્દ્રિય.
**वहिर्गत** त्रि. ( वहिः गतः ) બહારગયેલ.
**वहिर्गमन** न. ( वहिः गमनम् ) બહાર જવું.
**वहिर्द्वार** न. ( वहिःस्थंद्वारम् ) બહારનો દરવાજો.

**वागुरा** स्त्री. ( वा-हिंसने+उरच् गुगागमश्च टाप् ) શિકારમાં ઉપયોગી પશુબંધન-પાશ-પાસલો-જાળ.

**वागुरावृत्ति** पु. ( वागुरा मृगबन्धनपाशादिरेव वृत्तिर्जीविका यस्य ) પારધી, શિકારી.

**वागुरावृत्ति** स्त्री. ( वागुरायाः वृत्तिः ) શિકાર, જાળ નાખી પશુ પકડવાનો ધંધો.

**वागुरिक** पु. ( वागुरया चरति वागुरया प्रहरणं यस्य वा ठक् ) શીકારી.
"वागुरिकैः प्रथमास्थितम्"-रघुवंशे.

**वागृषभ** पु. ( वाचि ऋषभ इव ) પંડિત, વિદ્વાન્, વક્તા.

**वाग्गुद** पु. ( वाचा गोदते क्रीडतीव, गुद्-क्रीडायां+क ) એક જાતનું પક્ષી.

**वाग्गुदी** स्त्री. ( वाग्गुद+स्त्रियां जाति. ङीष् ) એક જાતની પક્ષિણી.

**वाग्गुलि** पु. ( वाचा गुडति रक्षतीति, गुड्+इन् स च कित् ) રાજાઓને તાંબૂલ-પાન બીડું આપનાર.

**वाग्गुलिक** पु. ( वाग्गुलि+स्वार्थे कन् ) ઉપરનો અર્થ.

**वाग्डम्बर** पु. ( वाचः डम्बरः ) વાણીનો આડંબર, ભારેભારે શબ્દો વાપરવા તે.

**वाग्दण्ड** पु. ( वाचो वागिन्द्रियस्य दण्डः संयमनम् ) વાણીનો દંડ, વાણીનો સંયમ, મિત ભાષણ, થોડું બોલવું.

**वाग्दत्त** त्रि. ( वाचा दत्तम् ) વચનથી આપેલું, વાગ્દાન કરેલું.

**वाग्दत्ता** स्त्री. ( वाचा दत्ता ) વાણીથી-વચનથી અર્પણ કરેલ કન્યા.

**वाग्दरिद्र** त्रि. ( वाचि दरिद्र इव ) મિતભાષી, થોડાબોલું.

**वाग्दल** न. ( वाचां दलमिव ) હોઠ.

**वाग्दान** न. ( वाचा दानम् ) કન્યાનું વાણીથી દાન.

**वाग्दुष्ट** त्रि. ( वाचा वाक्यमात्रेण दुष्टः ) વાણીથી દુષ્ટ-શુદ્ધ વસ્તુ પણ અશુદ્ધ રૂપે કહેવાથી દૂષિત થયેલ.

**वाग्देवता** स्त्री. ( वाचां देवता ) સરસ્વતી.

**वाग्देवी** स्त्री. ( वाचां देवी ) સરસ્વતી.

**वाग्दोष** पु. ( वाचा वाचो वा दोषः ) વાણીનો દોષ, વચનવડે કોઇનું ખરાબ બોલવું.

**वाग्बन्धन** न. ( वाचो बन्धनम् ) વાણીનું બન્ધન, મૌન, બોલતુ બંધ કરવું.

**वाग्मिन्** त्रि. ( प्रशस्ता वागस्त्यस्य, वाच्+ग्मिनि ) શ્રેષ્ઠ વાક્ય બોલનાર, વાચાલ, બોલવામાં કુશળ.

**वाग्मिन्** पु. ( ,, ,, ) બૃહસ્પતિ, વિષ્ણુ.

**वाग्मूल** न. ( वाचो मूलम् ) વાણીનું મૂળ.

**वाग्य** त्रि. ( वाचं परिमितवाक्यं याति गच्छति या+क ) વાણીમાં દરિદ્ર.

**वाग्य** पु. ( वाच्+यत् ) ખેદ, કંટાળો, વૈરાગ્ય, દીનતા, શક.

**वाग्यत** त्रि. ( वाचि वाक्ये यतः संयतः ) મૌન ધારણ કરનાર.

**वाग्यत** पु. ( ,, ,, ) મુનિ.

**वाग्यतस्** अव्य. ( वाग्य+पञ्चम्यर्थे तसिल् ) ચુપકીથી, છાનામાના.

**वाग्यम** पु. ( वाचं तद्व्यापारं यच्छति, यम्+अच् ) મુનિ.

**वाग्याम** पु. ( अशक्त्यादिना वाचं यच्छति, यम्+घञ् ) વાણીનો સંયમ, થોડું બોલવું.

**वाग्याम** त्रि. ( वाचि यामो यस्य ) થોડું બોલનાર, મૌન ધારણ કરનાર, વાણીનો સંયમ કરનાર.

**वाग्विलास** पु. ( वाचो विलासः ) વાણીનો વિલાસ.

**वाङ्क** पु. ( वंक्+अण् ) દરીઓ, સમુદ્ર.

**वाङ्मती** स्त्री. હિમાલયના શિખરમાંથી નીકળતી એક નદી.

**वाङ्मय** त्रि. ( वाक्स्वरूपं मयट् चस्य कः तस्य ङः ) વાણીમય શાસ્ત્ર વિગેરે.

**वाङ्मुख** न. ( वाचां मुखमिव ) પ્રથમ વાક્યારમ્ભ.

**वाच्** स्त्री. ( वच्+क्विप् ) વાણી, બોલવું તે, સરસ્વતી. વાક્ય, વાક્ ઇન્દ્રિય.
"विदुषां वचनाद्वाचः सहसा यान्ति नो बहिः ।
याताश्चेन्न परांचन्ति द्विरदानां रदा इव ॥ भामिनीविलासे

**वाचंयम** त्रि. ( वाचो वाक्यात् यच्छति विरमति, यम्-उपरमे+खच् अमन्तत्वं निपात्यते ) માપસર બોલનાર, વાણીને નિયમમાં રાખનાર.

**वाचंयम** पु. ( वाचां यच्छति, वाचा+यम्+ख+मुम् ह्रस्वश्च ) મુનિ, મહાત્મા.

**वाच** पु. ( वच्+णिच्+अच् ) એક જાતનું માછલું.

**वह्न्युत्पात** पु. ( वह्नेः उत्पातः ) અગ્નિ કૃત ઉત્પાત, ધૂમકેતુ.

**वह्य** न. ( वह्+यत् ) ગાડું, વાહનમાત્ર.

**वह्या** स्त्री. ( वह्य+स्त्रियां टाप् ) મુનિ પત્ની.

**वा** ( चु उभ. सेट् वापयति-ते ) સુખ મેળવવું अक. ગતિ કરવી, સેવવું सक.

**वा** ( अदा. प. स अनिट् वाति ) ગતિ કરવી, વાવું, હિંસા કરવી.

**वा** अव्य. ( वा+का ) વિકલ્પ, સાદૃશ્ય, અવધારણ, નિશ્ચય, સમુચ્ચય, વિતર્ક તથા પાદપૂર્તિમાં વપરાય છે.

**वांश** त्रि. ( वंशस्यायं, वंश+ष्ण ) કુળનું, વંશનું, વંશ સંબન્ધી, વાંસડાનું, વાંસડા સમ્બન્ધી.

**वांशिक** त्रि. ( वंशी तद्वादनं शिल्पमस्य ठक् ) વાંસળી વગાડનાર, વાંસનો ભાર લઈ જનાર.

**वांशी** स्त्री. ( वंशे भवः अण्+ङीप् ) વંશરોચન.

**वाःकिटि** पु. ( वारो जलस्य किटि शूकरः ) શિશુમાર.

**वाःपुष्प** न. લવીંગ.

**वाःसदन** न. ( वारो जलस्य सदनम् ) પાણીનું મોટું વાસણ.

**वाक** पु. ( उच्यतेऽसौ अनेनेति वा, वच्+घञ् ) વચન, વાક્ય, એક ગ્રન્થ, વેદનો અમુક વિભાગ.
"इदं कविभ्यः पूर्वेभ्यो नमो वाकं प्रशास्महे"। उ. च.

**वाक** त्रि. ( वकस्येदं, वक+अण् ) બગલાનું, બગલા સમ્બન્ધી.

**वाक** न. ( वकानां समूहः, वक्+अण् ) બગલાઓનો સમૂહ.

**वाकुची** स्त्री. ( वातीति, वा वायुस्तं कुचति संकोचयति, पूतिगन्धत्वात्, वा+कुच्+क+ङीप् ) સોમરાજી વનસ્પતિ.

**वाक्कलह** पु. ( वाचां कलहः ) વાણીનો ઝઘડો-કલહ.

**वाक्कीर** पु. ( वाचि कौतुकवाक्ये कीरः शुक इव प्रियत्वात् ) સાળો.

**वाक्छल** न. ( वाचा छलम् ) વાણી વડે છળ-કપટ.

**वाक्पटु** त्रि. ( वाचि पटुः ) બોલવામાં હોંશીયાર.

**वाक्पटुता** स्त्री. ( वाक्पटोः भावः तल्+टाप् ) બોલવામાં હોંશીયારી.
"विपदि धैर्यमथाभ्युदये क्षमा,
सदसि वाक्पटुता युधि विक्रमः।" भर्तृहरिः

**वाक्पटुत्व** न. ( वाचि पटुत्वं ) ઉપર પ્રમાણે અર્થ.

**वाक्पति** पु. ( वाचः पतिः ) બૃહસ્પતિ, પુષ્ય નક્ષત્ર.

**वाक्पति** त्रि. (वाचां पतिरिव पटुत्वात्) निर्दोष ઉદ્ધત વચન બોલનાર.

**वाक्पथ** पु. ( वाचः पन्थाः विषयः अच् ) બોલવાનો કે વર્ણન કરવાનો વિષય.

**वाक्पारुष्य** न. ( वाचा कृतं पारुष्यम् ) કઠોર વાણી, વાણીની કઠોરતા.

**वाक्य** न. ( उच्यते इति, वच्+ण्यत् कुत्वं ) અમુક પદોનો સમુદાય, સ્વાર્થ બોધક પદ સમુદાય.
"संक्षिप्तस्याप्यतोऽस्यैव वाक्यस्यार्थगरीयसः।
सविस्तरतरा वाचो भाष्यभूता भवन्तु मे॥"
शिशुपालवधे

**वाक्यखंडन** न. ( वाक्यस्य खंडनम् ) વાક્યનું ખંડન.

**वाक्यविन्यास** पु. ( वाक्यस्य विन्यासः ) વાક્યની રચના, વાક્યની ગોઠવણી

**वांक्ष्** ( भ्वा. प. स. सेट् वांक्षति ) ચહાવું, ઇચ્છવું, ઝંખવું.

**वागर** पु. ( वाचा इयर्ति गच्छति, ऋ+अच् ) વિદ્વાન. પંડિત, શૂરવીર, કસોટી, મુમુક્ષુ. ખાતરી, અડચણ, વરૂ, વડવાગ્નિ.

**वागर** त्रि. ( वाच्+ऋ+अच् ) નિર્ભય, ભય રહિત.

**वागरी** स्त्री. ( वागर+स्त्रियां जाति. ङीप् ) વરૂ-માદા.

**वागा** स्त्री. લગામ.

**वागारु** त्रि. ( वाचि आशावाक्ये आरुः कर्कट इव मर्मच्छेदकत्वात् ) વચન તોડનાર, આશા ભંગ કરનાર.

**वागाशनि** पु. બુદ્ધદેવ.

**वागीश** पु. ( वाचामीशः ) પુષ્ય નક્ષત્ર, બ્રહસ્પતિ, બ્રહ્મા.
"वागीशाद्याः सुमनसः"...न्यायमाला.

**वागीश** त्रि. ( वाचां ईशः ) શ્રેષ્ઠ વચન બોલનાર.

**वागीशा** स्त्री. ( वाचामीशा ) સરસ્વતી.

**वागीश्वर** पु. ( वाचामीश्वरः ) બૃહસ્પતિ, ગુરૂ, મંજુઘોષ.

**वागीश्वरी** स्त्री. ( वाचामीश्वरी ) સરસ્વતી.

**वागुजी** स्त्री. ( वाचा गुञ्जते ध्वन्यते, गुञ्ज्+क गौरा. ङीप् ) સોમરાજી.

**वाजसनेयिन्** पु. ब. व. ( वाजसनेयेन प्रोक्तमधीयते इन् ) યાજ્ઞવલ્ક્ય મુનિએ બનાવેલ શુક્લ યજુર્વેદ ભણનાર બ્રાહ્મણ.

**वाजिगन्धा** स्त्री. ( वाजिनो घोटकस्य गन्धोऽस्त्यस्यामिति अच्+टाप् ) આસંધ વનસ્પતિ.

**वाजिता** स्त्री. ( वाजिनो भावः तल्+टाप् ) ઘોડાપણું.

**वाजित्व** न. ( वाजिनो भावः त्व ) ઉપર પ્રમાણે અર્થ.

**वाजिदन्त** पु. ( वाजिनां दन्त इव पुष्पं यस्य ) અરડૂસાનું ઝાડ.

**वाजिदन्तक** पु. ( वाजिदन्त+स्वार्थे क) ઉપરનો અર્થ.

**वाजिन्** पु. ( वाजः वेगः पक्षो वा अस्त्यस्य इनि ) ઘોડો, બાણ, અરડૂસાનું ઝાડ, અમુક એક દેવ.

**वाजिन्** त्रि. ( वाज+अस्त्यर्थे इनि ) વેગવાળું.

**वाजिन** पु. ( वाजिभ्यो देयं अण् ) યજ્ઞમાં આમિક્ષામાંથી નીકળેલું જળ. ( તપાવેલા પાણીમાં દહીં નાંખતાં જે કોકડાં કોકડાં થઇ જાય છે તે આમીક્ષા)

**वाजिनी** स्त्री. ( वाजिन्+स्त्रियां जाति. ङीप् ) ઘોડી, આસન્ધ, વેગવાળી સ્ત્રી,

**वाजिपृष्ठ** पु. ( वाजिनः पृष्ठमिव आकृतिरस्य ) એક જાતનું ઝાડ.

**वाजिभक्ष** पु. ( वाजिनः भक्षः ) ચણા, મઠ વિગેરે.

**वाजिभोजन** पु. ( वाजिभिर्भुज्यते, भुज्+ल्युट् ) મગ.

**वाजिमत्** पु. પટોલ વૃક્ષ.

**वाजिशाला** स्त्री. ( वाजिनां शाला ) ઘોડાર, તબેલો.

**वाजीकरण** न. ( वाजिन्+च्वि+कृ+ल्युट् ) વીર્યની વૃદ્ધિ કરનાર ઔષધ, દવા વિગેરેથી વીર્યની વૃદ્ધિ કરવી તે.

"यद् द्रव्यं पुरुषं कुर्यात् वाजिवत्सुरतक्षमम्
तद् वाजीकरणं ख्यातम्"...सुश्रुत

**वाञ्छत्** त्रि. ( वाञ्छ्+वर्तमाने शतृ ) ચહાતું, ઇચ્છતું.

**वाञ्छन** न. ( वाञ्छ्+भावे ल्युट् ) ઇચ્છવું, ચહાવું.

**वाञ्छनीय** त्रि. ( वाञ्छ्+कर्मणि अनीयर् ) ચહાવા લાયક, ઇચ્છવા યોગ્ય.

**वाञ्छा** स्त्री. ( वाञ्छ्+अ+टाप् ) ઇચ્છા, ચાહના.
"वांछा सज्जनसंगमे परगुणे प्रीतिर्गुरौ नम्रता" भर्तृहरि.

**वाञ्छित** त्रि. ( वाञ्छ्+क्त ) ચાહેલું, ઇચ્છેલું.

**वाञ्छितव्य** त्रि. ( वाञ्छ्+कर्मणि तव्यच् ) ઇચ્છવા યોગ્ય, ચાહવા લાયક.

**वाञ्छिन्** त्रि. ( वाञ्छ्+कर्त्रर्थे णिनि ) ચાહનાર, ઇચ્છનાર.

**वाञ्छिनी** स्त्री. ( वाञ्छ्+णिनि+ङीप् ) ઇચ્છતી–ચહાતી.

**वाट** पु. ( वट्+घञ् ) માર્ગ, રસ્તો, વાડ, ભીંત, મંડપ કોટ વગેરેથી ઘેરાયેલું સ્થાન.

**वाट** न. ( वट्+अच् ) વરંડ, એક ગાત્ર.

**वाटशृङ्खला** स्त्री. ( वाटरोधिका शृंखला ) રસ્તો રોકનાર સાંકળ.

**वाटिका** स्त्री. ( वट्+ण्वुल्+टाप् कापि अत इत्वं ) વાસ્તુભૂમિ, ધરતી, જમીન, વાડી, વાડ, ભીંત, એક વનસ્પતિ, હિંગુપત્રી, વાડી.

**वाटी** स्त्री. ( वट्यते, वेष्टयते, वट्+घञ्+गौरा. ङीष् ) વાસ્તુભૂમિ, ઘરની જમીન, વાડી, એક જાતની જમીન.

**वाट्टक** न. શેકેલા જવ.

**वाट्य** त्रि. ( वाट्या इदं यत् ) વાડીનું, વાડ સંબંધી, ભીંતનું, ભીંત સંબંધી.

**वाट्या** स्त्री. ( वटयते वेष्टयते इति, वट्–वेष्टने+ण्यत्+टाप् यद्वा वाटयां वास्तुप्रदेशे हिता, वाटी+यत्+टाप् ) એક જાતની વનસ્પતિ.

**वाट्याल** पु. ( वाटीं अलति भूषयति, अल्+अण् ) એક જાતનો છોડ.

**वाट्यालक** पु. (वाट्याल+संज्ञायां कन् ) ઉપરનો અર્થ.

**वाट्याली** स्त्री. ( वाटीमलति भूषयतीति, अल्+अण्+गौरा. ङीष् ) એક જાતની વનસ્પતિ.

**वाड्** ( भ्वा. आ. अ. सेट् वाडते ) નાહવું, ડૂબકી મારવી.

**वाड** पु. ( धातूनामनेकार्थत्वात् वाड्–वेष्टने+भावे घञ् ) ઘેરવું, વીંટવું.

**वाडव** पु. ( वडवायां जातः अण् ) સમુદ્રના તળીએ રહેતો અગ્નિ.

**वाडव** पु. ( वाड्+घञ्, वल्+घञ् लस्य डो वा वाडो वृद्धिः तं वाति वा+क ) બ્રાહ્મણ.

**वाडव** न. ( वडवानां समूहः अण् ) ઘોડીઓનો સમુદાય.

**वाडवाग्नि** पु. ( वाडवश्चासौ अग्निश्च ) સમુદ્રમાં સળગતો અગ્નિ.

**वाच** पु. એક જાતની વનસ્પતિ.

**वाचक** पु. ( वक्ति अभिधावृत्त्या बोधयति, वच्+ण्वुल् ) સાક્ષાત્ સાંકેતિક અર્થને જણાવનારો શબ્દ.

**वाचक** पु. ( वाचयति, वच्+णिच्+ण्वुल् ) ઉપાધ્યાય, પુરાણાદિ વાંચનાર-ભણનાર.

**वाचक** त्रि. ( वाचयति, वच्+ण्वुल् ) કહેનાર, વાંચનાર, બોલનાર, ભણનાર.

**वाचकता** स्त्री. ( वाचकस्य भावः तल्+टाप् ) વાંચકપણું, કહેવાપણું.

**वाचकत्व** न. ( वाचकस्य भावः त्व ) વાંચકપણું.

**वाचन** न. ( वच्+णिच्+स्वार्थे णिच् वा+ल्युट् ) વાંચવું તે, પાઠ કરવો તે, કહેવું, બોલવું તે, કથન.

**वाचनक** न. ( वाचनेन कायति, कै+कः ) જેનો અર્થ ન જાણી શકાય તેવો એક પ્રશ્ન.

**वाचना** स्त्री. ( वच्+णिच्-स्वार्थे णिच् वा टाप् ) વાંચવું તે, પાઠ કરવો તે, કહેવું-બોલવું તે.

**वाचनिक** त्रि. ( वचनेन निर्वृत्तं ठक् ) વચનથી પેદા થયેલું.

**वाचसांपति** पु. ( वाचसां सर्वविद्यारूपवाक्यानां पतिः षष्ठ्याः अलुक् ) બૃહસ્પતિ, પુષ્ય નક્ષત્ર.

**वाचस्पति** पु. ( वाचः पतिः षष्ठ्या अलुक् ) ઉપરનો અર્થ.

**वाचा** स्त्री. ( उच्यतेऽसौ अनया वा वच्+क्विप् नि. वा टाप् ) વાણી, વાગેન્દ્રિય.

"क्षुधा वाचा निशा गिरा"

**वाचाट** त्रि. ( वाक्-कुत्सायां बाहुल्येऽस्त्यर्थे आटच् भवत्वात् न कः ) બહુ બોલબોલ કરનાર, વાતોડીયું, બડબડ કરનાર.

"नातिलोमां न वाचाटां न विङ्गलाम्" मनुः

**वाचाल** त्रि. ( बहु कुत्सितं भाषते, वाच्+आलच् ) ઉપર પ્રમાણે અર્થ.

"नित्यं प्रगल्भवाचालामुपतिष्ठे सरस्वतीम्"

**वाचिक** त्रि. ( वाचा कृतं, वाच्+ठक् ) વાણીથી થયેલ પાપાદિ.

**वाचिक** न. ( वागेन, वाक्+ठक् ) સંદેશાની વાણી, સમાચાર, સંદેશ.

**वाचिक** पु. ( वाचा निष्पन्नः ठक् ) એક પ્રકારનો વાક્યારમ્ભ.

**वाचिकपत्र** न. ( वाचिकस्य सन्देशस्य पत्रम् ) સંદેશાનો કાગળ, લીપી.

**वाचिकपत्रक** न. ( वाचिकपत्र+स्वार्थे क ) ખબરનો કાગળ, સમાચારનું પત્ર, લીપી.

**वाचिकहारक** पु. ( वाचिकं हरति, हृ+ण्वुल् ) કાસદ, કાગળ, પત્ર.

**वाचोयुक्ति** स्त्री. ( वाचः युक्तिः अलु. स. ) બોલવાની યુક્તિ, વાણીનું નિર્ભયપણું.

**वाचोयुक्ति** त्रि. ( वाचः वाक्यस्य युक्तिर्यस्य ) બોલવામાં કુશળ, બોલવાની યુક્તિવાળું.

**वाचोयुक्तिपटु** त्रि. ( वाचोयुक्तौ वाग्दर्शितन्याये पटुः ) બોલવાની યુક્તિમાં હોંશીયાર.

**वाच्य** न. ( वच्+भावे ण्यत् न कः ) દૂષણ, દોષ, પ્રતિપાદન, કથન, કહેવું.

"प्रमदामनुसंस्थितः शुचा नृपतिः सन्निति दर्शनात्" रघौ.

**वाच्य** त्रि. ( उच्यते, वच्+कर्मणि ण्यत् ) બોલવા યોગ્ય, કહેવા લાયક, પ્રતિપાદન કરવા યોગ્ય, નિન્દ્ય.

**वाच्य** पु. શબ્દની અભિધાશક્તિથી જાણવા યોગ્ય અર્થ.

**वांछ्** ( भ्वा. प. स. सेट् वांछति ) ઈચ્છવું, ચહાવું.

"अत्तुं वाञ्छतिशांभवो गणपतेराखुं क्षुधार्त्तःफणी"

**वाज** न. ( वज्+घञ् ) અન્ન, ઘી, જળ, યજ્ઞ.

**वाज** पु ( ,, ,, ) બાણનું પીછું, વેગ, શબ્દ, પક્ષી, મુનિ.

**वाजपेय** पु. न. ( वाजमन्नं घृतं वा पेयमत्र ) તે નામનો એક યાગ.

**वाजपेयिन्** पु. ( वाजपेय+अस्त्यर्थे इनि ) વાજપેય યજ્ઞ કરનારો, વાજપેય યાગ કરનારાના વંશમાં પેદા થનાર.

**वाजभोजिन्** पु. ( वाजं भुङ्क्ते, भुज्+णिनि ) વાજપેય યાગ.

**वाजसन** पु. ( वाजं अन्नं सनोति, सन्+अच् ) શિવ, વિષ્ણુ.

**वाजसनि** पु. ( वाजस्य अन्नस्य सनिर्दानं येन ) સૂર્ય, આકડાનું ઝાડ.

**वाजसनेय** पु. ( वाजसनेः सूर्यस्य छात्रः ढक् ) યાજ્ઞવલ્કય.

**वातज्वर** पु. (वातोत्थितो ज्वरः) વાયુનો તાવ.

**वाततूल** न. (वातेन उड्डीयमानं तूलम्) વાયુથી આકાશમાં ઉડતું-સુતર-રૂ.

**वातध्वज** पु. (वातो ध्वज इव यस्य) મેઘ, ધૂળ.

**वातपुत्र** पु. (वातस्य पुत्रः) હનુમાન્, ભીમસેન, ઠગ.

**वातपोथ** पु. (वातं रोगभेदं पुथ्यति हिनस्ति, पुथ्+अण्) ખાખરાનું ઝાડ.

**वातप्रमी** पु. (वातं प्रमिणोति, प्र+मा+ई-क्विच्च) વેગવાળું એક જાતનું હરણ.

**वातप्रमी** स्त्री. ( ,, ,, ) વેગવાળી એક જાતની હરણી.

**वातफुल्ल** त्रि. (वातेन फुल्लम्) વાથી ફૂલેલું.

**वातमज** पु. (वातमनुलक्ष्य अजति, अज्+अच व्यभावः) એક જાતનો મૃગ.

**वातमजी** स्त्री. (वातमज+स्त्रियां जाति. ङीप्) એક જાતની મૃગલી.

**वातमण्डली** न. (वातस्य मण्डली) વંટોળીઓ પવન.

**वातमृग** पु. (वातानुगो मृगः शाक.) વેગવાળો એક જાતનો મૃગ.

**वातमृगी** स्त्री. (वातमृग+स्त्रियां जाति. ङीप्) વેગવાળી એક જાતની મૃગલી.

**वातरक्त** न. (वातजं दुष्टं रक्तम् रुधिरं यत्र) એક જાતનો રોગ.

**वातरक्तघ्न** पु. (वातरक्तं रोगभेदं हन्ति, हन्+टक्) એક જાતનું ઝાડ, વાતરક્તનો નાશ કરનાર.

**वातरक्तारि** पु. (वातरक्तस्य अरिः तन्नाशकत्वात्) એક જાતનો વેલો.

**वातरङ्ग** पु. (वातस्येव सततं रङ्गश्चलनमस्य) પીપળાનું ઝાડ.

**वातरथ** पु. (वातस्य रथ इव) વાદળ, મેઘ.

**वातरायण** त्रि. (वा-क्विप् ततरतरप् वातरमयनं यस्य णत्वं) ઉન્મત્ત, ગાંડું, આળસું.

**वातरायण** पु. (वातरमयनं यस्य णत्वं) પ્રયોજન વગરનો પુરુષ, બાણ, બાણનું વેગથી જવું, કરવત, પર્વતનો અગ્રભાગ, સરલ વૃક્ષ-દેવદાર.

**वातरूष** पु. (वातेन रूष्यते रूष्+घञ्) વાયડો પુરુષ, પવનની લહેર, લાંચ, ઇન્દ્રનું ધનુષ.

**वातरोग** पु. (वातजनितो रोगः) વાયુનો રોગ.

**वातरोगिन्** त्रि. (वातरोगोऽस्त्यस्य, वातरोग+इनि) વાયુના રોગવાળું.

**वातर्द्धि** पु. (वातस्य ऋद्धिर्यतः) કેવલ લાકડાનું તથા લોઢાનું બનાવેલ, લોઢાની મેખવાળી લાકડી.

**वातर्द्धि** स्त्री. (वातस्य ऋद्धिः) વાયુની વૃદ્ધિ.

**वातल** पु. (वातं रोगभेदं लाति, ला+क) ચણો, પવન.

**वातल** त्रि. (वातं रोगभेदं लाति, ला+क) વાયુકારક દ્રવ્ય, વાયડું.

**वातव्याधि** पु. (वातेन देहस्थधातुभेदेन जनितो व्याधिः) વાયુનો રોગ.

**वातवस्ति** स्त्री. મૂત્રનો અટકાવ.

**वातवैरिन्** पु. (वातस्य वैरी) એરંડાનું ઝાડ.

**वातशीर्ष** न. (वातस्य शीर्षमिव) પેટની નીચેનો ભાગ-પેડુ, બસ્તિ.

**वातशूल** न. (वातेन जनितं शूलम्) વાયુનું શૂળ.

**वातसह** त्रि. (वात+सह्+अच्) વાયુના અત્યન્ત દરદવાળું, વાયુને સહન કરનાર.

**वातसारथि** पु (वातः सारथिरस्य) અગ્નિ, આગ, ચિત્રાનું ઝાડ.

**वातसुत** पु. (वातस्य सुतः) ભીમસેન, હનુમાન્, ઠગારો.

**वाताट** पु. (वात इवाटति, अट्+अच्) સૂર્યનો ઘોડો, એક જાતનો મૃગ.

**वाताण्ड** पु. (वातदूषितौ अण्डौ यस्मात्) એક જાતનો વૃષણનો રોગ.

**वाताद** पु. (वाताय वातनिवृत्तयेऽद्यतेऽसौ, अद्+घञ्) બદામનું ઝાડ.

**वातापि** पु. તે નામનો એક અસુર.

**वातापिद्विष्** पु. (वातापिं द्वेष्टि, द्विष्+क्विप्) અગસ્ત્ય મુનિ.

**वातापिसूदन** पु. (वातापिं सूदयति हिनस्ति, सूद्+ल्यु) અગસ્ત્ય મુનિ.

**वातापिहन्** पु (वातापिं हन्ति, हन्+क्विप्) અગસ્ત્ય મુનિ.

**वातामोदा** स्त्री. (वातेनामोदो यस्याः) કસ્તૂરી.

**वाताय** न. (वात+अय्+अच) પાંદડું.

**वाडवेय** पु. બળદ.
**वाडव्य** न. ઘોડીઓનો સમૂહ.
**वाढ** न. ( वह्+क्त–निपा. ) અતિશય, ઘણું.
**वाढ** त्रि. ( ,, ,, ) અતિશયવાળું, અત્યન્ત, ઘણું, બહુ.
**वाढम्** अव्य. (वह्+क्त निपा. पृषो. मुम् ) પ્રતિજ્ઞા અને કબુલાતમાં વપરાતો અવ્યય, ઘણું, બહુ, અતિશય.
**वाढविक्रम** त्रि. ( वाढः विक्रमः यस्य ) અતિશય પરાક્રમવાળું.
**वाण** पु. ( वण्+घञ ) બાણ, વણકર, ગાયોનો આંચળ, બાણાસુર દૈત્ય, કેવળ, ફક્ત, ચિત્રાનું ઝાડ, કાદંબરી વગેરે ગ્રન્થ કરનાર તે નામનો એક કવિ, એક જાતનું મુંજ ઘાસ, અગ્નિ.
**वाणजित्** पु. ( बाणं जयति, जि+क्विप् तुक् च ) શ્રી કૃષ્ણ.
**वाणदण्ड** पु. ( वाणस्य दण्डः ) વણકરની સાળ.
**वाणनिकृत** त्रि. ( वाणेन निकृतः ) બાણથી ઘાયલ થયેલ.
**वाणपाणि** त्रि. ( वाणः पाणौ यस्य ) બાણ જેના હાથમાં હોય તે.
**वाणपुर** न. ( वाणस्य तदाख्यासुरस्य पुरम् ) બાણાસુરનું શહેર–શોણિતપુર.
**वाणवार** पु. ( वाणं परमुक्तशरं वारयति, वृ+अण् ) બખ્તર.
**वाणसुता** स्त्री. ( वाणस्य सुता ) બાણાસુરની પુત્રી ઉષા.
**वाणहन्** पु. ( वाणं हन्ति, हन्+क्विप् ) શ્રીકૃષ્ણ.
**वाणारि** पु. ( वाणस्य अरिः ) શ્રીકૃષ્ણ.
**वाणाश्रय** पु. ( वाणस्य आश्रयः ) કામઠું.
**वाणि** स्त्री. ( वण्+इन् ) વણવું, વણવાની સાળ, વેમા, વાક્ય, વાણી, સરસ્વતી.
**वाणिज** पु. વાણીયો, વેપારી.
**वाणिज्य** न. ( वणिजो भावः ष्यञ् ) વેપાર.
"धनमस्तीति वाणिज्यं किंचिदस्तीति कर्षणम्।
सेवा न किंचिदस्तीति नाहमस्मीति साहसम्"॥
**वाणिन्** त्रि. ( वाण+अस्त्यर्थे इनि ) બાણવાળું.
**वाणिनी** स्त्री. ( वल्+णिनि+ङीप् ) નાચનારી સ્ત્રી, હોંશિયાર સ્ત્રી, ગાંડી સ્ત્રી.
"यस्मिन्महीं शासति वाणिनीनाम्"–रघौ.
**वाणी** स्त्री. ( वण्+इन्+ङीप् ) वाणि શબ્દ જુઓ, વાક્ય, સરસ્વતી.
"तव करकमलस्थां स्फाटिकीमक्षमालां
नखकिरणविभिन्नां दाडिमीबीजबुद्ध्या।
अनुलवमनुकर्षन् येन कीरो निषिद्धः
स भवतु मम भूत्यै वाणि ते मन्दहासः"॥
**वात्** ( चु. उभ. स. सेट् वातयति–ते ) સેવવું, સુખી કરવું, જવું.
**वात्** त्रि. ( वा+वर्तमाने शतृ ) વાતું, ફૂંકતું.
**वात** पु. ( वातीति, वा+क्त ) વાયુ, પવન, શરીરમાં રહેલ એક ધાતુ, વ્યભિચારી પુરુષ, ધૃષ્ટનાયક.
**वात** त्रि. ( ,, ,, ) જનાર.
**वातक** पु. ( वात+संज्ञायां कन् ) વ્યભિચારી પુરુષ, એક વનસ્પતિ.
**वातकर्मन्** न. ( वातानां कर्म ) વા છોડવો, પાદવું તે.
**वातकिन्** त्रि. ( वातोऽतिशयितोऽस्त्यस्य, वात+इन् कुक् च ) વાયુના રોગવાળું.
**वातकुंभ** पु. ( वातस्य कुंभ इव ) હાથીના કુંભસ્થલનો નીચેનો ભાગ.
**वातकेतु** पु. ( वातस्य केतुरिव ) ધૂળ, રજ.
**वातकेलि** पु. ( वातेन सुखेन केलिर्यत्र ) સ્ત્રીના સ્તન ઉપર પુરુષના નખક્ષત, પ્રેમવાર્તા, આશકપણાની વાત.
**वातगामिन्** पु. ( वातेन वायुना सह गच्छति, गम्+णिनि) પક્ષી.
**वातगुल्म** पु. (वातेन जातो गुल्मः ) વાયુનો ગોળો, એક જાતનો વાતજન્ય ગુલ્મરોગ.
**वातगुल्म** पु. ( वातो गुल्म इव ) પવનનો ઝપાટો.
**वातग्रस्त** त्रि. ( वातरोगेण वायुना वा ग्रस्तः ) વાયુથી ઘેરાયેલ, વાયુના દરદથી વ્યાપ્ત.
**वातघ्न** त्रि. ( वातं रोगभेदं हन्ति, हन्+टक् ) વાયુનો નાશ કરનાર.
**वातघ्नी** स्त्री. ( वातं हन्ति, हन्+टक्+ङीप् ) સાલપાન વનસ્પતિ, આસંધ વનસ્પતિ, એક જાતનો છોડ.
**वातचक्र** न. ( वातानां चक्रम् ) વંટોળીયો. પૂર્વાદિ વાયુનું શુભાશુભ સૂચવનાર અમુક પ્રકારે વાતું તે.

**वादल** न. (वातं लाति गृह्णाति, ला+क पृषो० तस्य दः) જેઠીમધ.

**वादवादिन्** पु. (वादे वदति, वद्+णिनि) આર્હત, જીનભેદ.

**वादान्य** त्रि. (वदान्य एव स्वार्थे अण्) સખાવત, ઉદારતા.

**वादाम** न. (वातममति हिनस्ति अम्+अण् पृषो. तस्य मः) બદામ.

**वादाल** पु. હજાર દાઢવાળું એક માછલું.

**वादि** त्रि. (वादयति व्यक्तमुच्चारयति, वद्+णिच्+उणा. इञ्) વિદ્વાન્.

**वादित्र** न. (वाद्यते, वद्+णिच्-उणा. णित्रम्) વાજું. મૃદંગવિગેરે વાદ્ય.

**वादिन्** त्रि. (वदति, वद्+णिनि) વક્તા-બોલનાર, અર્થી, વાદ-કથા કરનાર.

**वादिर** पु. (वद्+णिच्+किरच्) એક જાતનું ઝાડ.

**वादिश** पु. (वाद+इशच्) વિદ્વાન્, સુજાણ, સદ્‌ગુણી માણસ.

**वाद्य** न. (वद्+णिच्+यत्) મૃદંગ વિગેરે વાદ્ય, વાજું.

**वाद्यनिर्घोष** पु. (वाद्यस्य निर्घोषः) વાજાનો અવાજ.

**वाद्यभाण्ड** न. (वाद्यं वादनीयं भाण्डम्) વગાડવાનું પાત્ર-ભંભા વિગેરે.

**वाध्** (विघाते भ्वा. आत्म. सक. सेट् वाधते) દુઃખ આપવું, બાધ કરવો, પીડવું.

**वाध** पु. (वाध्+घञ्) પ્રતિરોધ, અટકાવ, બાધ, પીડા, દુઃખ, ન્યાયપ્રસિદ્ધ એક હેત્વાભાસ. "साध्याभाववत्त्वप्रमाविषयपक्षकत्वं" प्राचीनमते.

**वाधन** न. (वाध्+भावे ल्युट्) ઉપર પ્રમાણે અર્થ.

**वाधा** स्त्री. ( ,, +अङ्+टाप्) बाधा શબ્દ પુ. જુઓ.

**वाधूक्य** न. (वध्वां साधु यत् कुक् च) વિવાહ.

**वार्ध्राणस** पु. (वार्ध्रीनस+पृषो०) ગેંડો જનાવર.

**वान** न. (वन्+घञ्) સુકું ફળ.

**वान** त्रि. (वनस्येदं अण्) વનસંબન્ધિ, વનનું.

**वान** न. (वनस्य समूहः अण्) વનનો સમુદાય.

**वान** न. (वे-भावकर्मादौ ल्युट्) સીવવું, સાદડી.

**वान** न. (वा-भावादौ ल्युट्) જવું તે, ગતિ, પાણીમાં કુદરતી વાની લહેર, સુરંગ, સુગન્ધ, સુવાસ, તપખીર, ઘરની ભીંતમાંનું છિદ્ર.

**वानदण्ड** पु. (वानस्य दण्डः) વણકરનું વણવાનું સાધન-વેમા.

**वानप्रस्थ** पु. (वाने वनसमूहे प्रतिष्ठति, स्था+क) ખાખરાનું ઝાડ, મધૂકવૃક્ષ.

**वानप्रस्थ** पु. (वनप्रस्थ एव स्वार्थे अण्) વાનપ્રસ્થાશ્રમ જેણે સ્વીકાર્યો હોય તે, તે નામનો આશ્રમ. "तपसा कर्षितोऽत्यर्थं यस्तु ध्यानपरो भवेत् । संन्यासीह स विज्ञेयो वानप्रस्थाश्रमे स्थितः" ॥

**वानर** पु. (वा विकल्पितो नरः यद्वा वानं वनेभवं फलादिकं राति, रा+क) વાંદરો.

**वानरनाथ** पु. (वानराणां नाथः) વાંદરાનો રાજા.

**वानरप्रिय** पु. (वानरस्य प्रियः) એક જાતનું ઝાડ.

**वानराघात** पु. (वानराणामाघातो यत्र) લોધરનું ઝાડ.

**वानरी** स्त्री. (वानरस्य प्रियं भक्ष्यत्वात् अण्+ङीप् यद्वा वानरस्येयं जाति. ङीप्) વાંદરી, શુકશીંબી વનસ્પતિ.

**वानरेन्द्र** पु. (वानराणामिन्द्रः) સુગ્રીવ, વાનરોનો રાજા.

**वानल** पु. (वानं वनभावं निविडतां लाति, ला+क) એક જાતનું ઘાસ.

**वानस्पत्य** पु. (वनस्पतेरयं, प्रतिरूपः पुष्पाज्जातफलत्वात्) પુષ્પમાંથી ફળવાળું થનાર આંબો વિગેરે ઝાડ.

**वानायु** पु. (वनायु+पृषो०) અરબસ્તાન દેશ.

**वानायुज** पु. (वानायुदेशे जायते, जन्+ड) અરબસ્તાની ઘોડો.

**वानायुजी** स्त्री. (वानायुज+स्त्रियां जाति. ङीप्) અરબસ્તાની ઘોડી.

**वानीर** पु. (वन+ईरन् स्वार्थेऽण्) નેતર, વંજુલ વૃક્ષ.

**वानीरक** पु. (वानीर इव, इवार्थे कन्) મુંજ ઘાસ.

**वानीरज** न. (वानीर+जन्+ड) કુષ્ઠ-કઠ ઔષધ.

**वानेय** न. (वने जले भवः ढक्) એકજાતની મોથ.

**वानेय** त्रि. ( ,, ,, ) વનમાં કે જળમાં હોનાર-થનાર.

**वान्त** त्रि. (वम्+कर्मणि क्त) ઓકેલ, ઉલટીકરેલ, બહાર કાઢેલ.

**वान्ताद** पु. (वान्तमत्ति, अद्+अण्) કુતરો.

**वातायन** न. (वातस्यायनं गतिर्येन) બારી, ગોખ, ઝરૂખો–જાળીયું.

**वातायन** पु. (वातस्येव अयनं गतिर्यस्य) घोडो.

**वातायु** पु. (वातमयते, अय्+उण्) मृग.

**वातारि** पु. (वातस्य वातरोगस्य अरिः) એરંડાનું ઝાડ, શતમૂલી, શેફાલિકા, અજમોદ, ભારંગ વનસ્પતિ, થોર, ભીલામાનું ઝાડ, વાવડીંગ, સુરણ, લાખ, પુત્રદાત્રી વૃક્ષ.

**वातालो** स्त्री. (वातस्य आली यत्र) વંટોળીઓ વાયુ.

**वाताश्व** पु. (वात इव शीघ्रगो अश्वः) ઉત્તમ જાતિનો ઘોડો.

**वाति** पु. (वा+क्तिच्) વાયુ, સૂર્ય, ચન્દ્ર.

**वातिक** पु. (वातादागतः ठक्) વાયુથી થયેલો રોગ.

**वातिक** त्रि. ( ,, ,, ) વાયડું, વાચાળ, વાયુથી થયેલ.

**वातिग** पु. (वातिं वायुं गच्छति, गम्+ड) રીંગણનો વેલો. वार्ताकु.

**वातिग** त्रि. ( ,, ,, ) ધાતુવાદી–ખનીજ પદાર્થનું જ્ઞાન ધરાવનાર.

**वातिगम** त्रि. (वातिं वायुं गमयति प्रापयति, गमि+अच्) ઉપર પ્રમાણે અર્થ.

**वातिगम** पु. (वातिं वायुं गमयति, गमि+अच्) રીંગણનો વેલો, वार्ताकु

**वातिङ्गण** पु. (वातिं देहस्थवातं सेवनात् गणयति, गण्+खच्+मुम्) ઉપર પ્રમાણે અર્થ.

**वातीय** न. (वाताय वातनिवृत्तये हितः, छ) કાંજી, રાબ.

**वातीय** त्रि. (वाताय वातनिवृत्तये हितः छ) વાયુના હિતનું, વાયુ માટે ફાયદાકારક, વાયુવાળું.

**वातुल** पु. (वातानां समूहः उलच्) વાયુનો સમુદાય.

**वातुल** त्रि. (वात+अस्त्यर्थे उलच्) વાયડું, વાયુની પ્રકૃતિવાળું, ગાંડું.

**वातुलि** पु. (वा+उलि तुट् च) એક જાતનું પક્ષિ.

**वातुलि** स्त्री. ( ,, ,, ) એક જાતની પક્ષિણી.

**वातूल** त्रि. (वात+अस्त्यर्थे उलच् यद्वा वातं न सहते, वात+ऊलच्) વાતરોગવાળું, ઉન્મત્ત, ગાંડું, વાયટ, વાયડું.

**वातूल** पु. (वातानां समूहः, वात+ऊलच्) વાયુનો સમૂહ.

**वातृ** पु. (वा+तृच्) વાયુ, પવન.

**वातोन** त्रि. (वातेन ऊनः) વાયુહીન, વાયુરહિત.

**वातोना** स्त्री. (वातमूनयति, ऊन+अण्+टाप्) એક જાતનો છોડ, ગોજીભી વનસ્પતિ.

**वात्या** स्त्री. (वातानां समूहः, यत्+टाप्) વાયુનો સમૂહ, વાનું તોફાન.

"वात्या खेदं कृशाङ्गयाः सुचिरमवयवैर्दत्तहस्ता करोति" वेणिसंहारे

**वात्सक** न. (वत्सानां समूहः वुञ्) વાછરડાઓનો સમૂહ

**वात्सल्य** न. (वत्सलस्य भावः ष्यञ्) પુત્રાદિ ઉપર પ્રેમ, સ્નેહ, સાહિત્ય પ્રસિદ્ધ રસ.

**वात्सीपुत्र** पु. (वात्स्याः पुत्रः) હજામ, વાળંદ.

**वात्स्य** पु. (वत्सस्याऽपत्यं यञ्) ગોત્રપ્રવર્તક મુનિ.

**वात्स्यान** पु. (वत्सस्य गोत्रापत्यं युवा, वत्स+यञ् ततो युनि फक्) ન્યાયસૂત્રભાષ્યકાર પક્ષિલમુનિ.

**वाद** पु. (वद्+घञ्) વાદ, બોલવું તે, ગૌતમે કહેલ વિચારાત્મક વાક્ય, તત્ત્વ જાણવાની ઇચ્છાથી કહેવું. "वादे वादे जायते तत्त्वबोधः–रंभाशुकसंवादे.

**वादकर** त्रि. (वादं करोति, कृ+अच्) વાદ કરનાર.

**वादन** न. (वद्+णिच्+कर्मणि ल्युट्) હરકોઈ વાદિત્ર વગાડવું, બજાવવું તે.

**वादयत्** त्रि. (वद्+णिच्+शतृ) વગાડતું, બજાવતું.

**वादर** न. (वदरायाः कार्पास्याः विकारः अण्) સુતરાઉ વસ્ત્ર વિગેરે.

**वादरङ्ग** पु. (वादरं वदरासंबंधिपत्रादि सादृश्यं गच्छति, गम्+खच् डिच्च) પીપળાનું ઝાડ.

**वादरत** त्रि. (वादे विवादे रतः, रम्+क्त) વાદ કરવામાં આસક્ત, વાદવિવાદ કરનાર.

**वादरा** स्त्री. (वातं वायुं राति ददाति, रा+क पृषो. तस्य दः) કપાસનો છોડ.

**वादरायण** पु. (वदरीप्रधानं स्थानम्, वादरं तदयनं स्थानं यस्य) વેદવ્યાસ.

**वादरायणि** पु. (वादरायण एव स्वार्थे अपत्यार्थे वा इञ्) શુકદેવ, વેદવ્યાસ,

**वादरिक** त्रि. (वदर+ठक्) બોર વીણનાર.

**वामाचारिन्** त्रि. ( वामाचार+इनि ) તાંત્રિક, નાસ્તિક, વામમાર્ગી.

**वामापीडन** पु. ( वामं यथा तथा आपीडयते भूष्यतेऽनेन आ+पीड्+ल्युट् ) પીલુનું ઝાડ.

**वामावर्त्त** त्रि. ( वामेनावर्त्तते, आ+वृत्+अच् ) વામ માર્ગે જનાર, અવળે માર્ગે જનાર.

**वामावर्त्त** पु. ( ,, ,, ) ડાબી તરફ રેખાવાળો શંખ, અવળે માર્ગે જવું.

**वामिका** स्त्री. ( वामा+स्वार्थे कन् टापि अत इत्वं ) ચંડિકા દેવી.

**वामिल** त्रि. ( वाम+अस्त्यर्थे स्वार्थे वा इलच् ) દંભી, અવળું, સુંદર.

**वामी** स्त्री. ( वाम+गौरा. ङीप् ) ઘોડી, ગધેડી, શિયાળવી, ઉંટડી, હાથણી.

**वामोरू** स्त्री. ( वामौ सुन्दरौ उरू यस्याः ऊङ् ) સુંદર સાથળોવાળી સ્ત્રી.

**वाय** पु. ( वे+घञ् ) વણવું.

**वायक** पु. ( वयतीति, वे+ण्वुल् ) વણનાર, વણકર, સમૂહ.

**वायदण्ड** पु. ( वायतेऽनेन, वे+करणे घञ्, वायश्चासौ दण्डश्च ) વણકરનું વણવાનું સાધન–વેમો.

**वायन** न. શુભ પ્રસંગે બ્રાહ્મણને મીઠાઇ આપવી તે.

**वायनक** न. ( वायन+स्वार्थे कन् ) ઉપર પ્રમાણે અર્થ.

**वायवी** स्त्री. ( वायोरियं ण्य स्त्रियां ङीप् यलोपः ) વાયુની સ્ત્રી, વાયુની શક્તિ, વાયુકોણની દિશા.

**वायव्य** त्रि. ( वायुर्देवताऽस्य, वायु+ण्य ) વાયુ જેનો દેવ હોય તે પશુ વિગેરે.

**वायव्य** त्रि. ( वायोरिदं, ण्य ) વાયુ સંબંધી, વાયુનું.

**वायस** पु. ( वय एव अण ) કાગડો, અગરનું ઝાડ, શ્રીવાસ વૃક્ષ.

**वायसविद्यिक** त्रि. ( वायसविद्यां वेत्ति ठक् ) કાકવિદ્યા જાણનાર.

**वायसादनी** स्त्री. ( वायसैः काकैरद्यते, अद्+ल्युट्+ङीप् ) કાકતુંડી વનસ્પતિ, માલકાંકણી.

**वायसाराति** पु. ( वायसस्य अरातिः ) ઘુવડ.

**वायसी** स्त्री. ( वायसस्येयमण् प्रियत्वात् ङीप् ) કાગડી, માલકાંકણી, કાકોદુમ્બરિકા, કાકમાચી, કાકતુંડી. કાકનાસા વનસ્પતિ.

**वायसेक्षु** पु. ( वायसानामिक्षुरिव प्रियः ) કાસડો ઘાસ.

**वायसोलिका** स्त्री. ( वायसोली+स्वार्थे कन् ह्रस्वः टाप् ) નીચેનો શબ્દ જુઓ.

**वायसोली** स्त्री. ( वायसमोडते, ओड्–उत्क्षेपणे+अच् डस्य लः शक. गौरा. ङीप् ) કાકમાચી વનસ્પતિ.

**वायु** पु. ( वा+उण् यक् ) પવન, વા, વાયુ, દેવવિશેષ, શરીરમાંની એક ધાતુ.

**वायुकेतु** पु. ( वायोः केतुरिव ) ધુવડ.

**वायुगति** स्त्री. ( वायोः गतिः ) પવનની ગતિ.

**वायुगति** त्रि. ( वायोरिव गतिर्यस्य ) વાયુના જેવી ગતિવાળું.

**वायुगुल्म** पु. ( वायुना गुल्म इव ) પાણીનું ગોળાકારે ભમવું.

**वायुज** पु. ( वायोर्जायते, जन्+ड ) ભીમસેન, હનુમાન્.

**वायुजात** पु. ( वायोः सकाशात् जातः) ઉપરનો અર્થ.

**वायुतनय** पु. ( वायोः तनयः ) ભીમસેન, હનુમાન્.

**वायुदारु** पु. ( वायुना दीर्य्यतेऽसौ, दृ+उण् ) મેઘ.

**वायुपुत्र** पु. ( वायोः पुत्रः ) હનુમાન્, ભીમસેન.

**वायुफल** न. ( वायुना फलति प्रतिफलति, फल्+अच् ) ઇન્દ્ર ધનુષ, વરસાદનો કરો.

**वायुभक्ष** पु. ( वायुं भक्षति, भक्ष्+अण् ) સર્પ.

**वायुभक्षण** पु. ( वायुं भक्षति, भक्ष्+ल्यु ) સર્પ.

**वायुभक्षणी** स्त्री. ( वायुभक्षण+स्त्रियां जाति. ङीप् ) સાપેણ.

**वायुभक्षी** स्त्री. ( वायुभक्ष+स्त्रियां जाति. ङीप् ) ઉપર પ્રમાણે અર્થ.

**वायुभक्ष्य** पु. ( वायुः भक्ष्यो यस्य ) સર્પ, સાપ.

**वायुभक्ष्या** स्त्री. ( वायुभक्ष्य+स्त्रियां टाप् ) સાપણ.

**वायुभूति** पु. જૈન તીર્થંકર શ્રીમહાવીરસ્વામીના ત્રીજા ગણધર.

**वायुमित्र** पु. ( वायुः मित्रमस्य ) અગ્નિ.

**वायुरोपा** स्त्री. ( वायुना रोपः यस्याः ) રાત્રિ, રાત.

**वायुवर्त्मन्** न. ( वायोर्वर्त्म यत्र ) આકાશ.

**वायुवाह** पु. ( वायुना उह्यते, वह्+घञ् ) ધૂમાડો.

**वायुवाहिनी** स्त्री. ( वायुं वाहयति, वह्+णिच्+णिनि+ङीप् ) શરીરમાં વાયુનો સંચાર કરનારી એક શિરા

**विभावन** न. (विभावयति कारणं विना कार्योत्पत्तिं चिन्तयति, वि+भावि+ल्यु) तકરાર, તજવીજ, માનવું, જોવું, વિચારવું, સત્યતા તપાસવી.

**विभावना** स्त्री. તે નામનો એક અર્થાલંકાર.

**विभावरी** स्त्री. (वि+भा+क्वनिप् ङीप् वनो र च) રાત્રિ, હળદર, કુટણી સ્ત્રી, વક્ર સ્ત્રી, વાચાળ સ્ત્રી, વિવાદવસ્ત્રમુંડી, મેદા વનસ્પતિ.

**विभावसु** पु. (विभा प्रभा एव वसुः समृद्धिर्यस्य) સૂર્ય, આકડાનું ઝાડ, અગ્નિ, ચિત્રાનું ઝાડ, ચન્દ્ર, કપૂર, એક પ્રકારનો હાર.

**विभावस्** पु. (वि+भा+क्वसु) સૂર્ય, આકડાનું ઝાડ.

**विभाव्य** त्रि. (वि+भू+ण्यत्) માનવા લાયક, જોવા યોગ્ય, જાણવા યોગ્ય, તપાસવા લાયક.

**विभाषा** स्त्री. (वि+भाष्+अ+टाप्) વિકલ્પ, વ્યાકરણ પ્રસિદ્ધ વિકલ્પવિધાન.

**विभाषित** न. (वि+भाष्+क्त) ઉપર પ્રમાણે.

**विभाषित** त्रि. (वि+भाष्+क्त) વિકલ્પ કરેલ.

**विभासन** न. (वि+भास्+ल्युट्) પ્રકાશવું, દીપવું.

**विभासा** स्त्री. (वि+भास्+अङ्+टाप्) પ્રકાશ, ચળકાટ, દીપવું.

**विभासित** त्रि. (वि+भास्+क्त) પ્રકાશેલ, ચળકેલ, દીપેલ.

**विभिन्न** त्रि. (वि+भिद्+क्त) જુદુ કરેલ, પ્રકાશિત, વિદલિત, વિભક્ત.

**विभिन्नता** स्त्री. (विभिन्नस्य भावः तल्+टाप्) જૂદાઇ, અલગપણું, ભેદ.

**विभिन्नत्व** न. (विभिन्नस्य भावः त्व) ઉપર પ્રમાણે.

**विभीत** त्रि. (वि+भी+क्त) ભય પામેલ, બીધેલ.

**विभीत** पु. ( ,, ,, ) બહેડાંનું ઝાડ.

**विभीतक** पु. (विशेषेण भीत इव इवार्थे कन्) ઉપર પ્રમાણે અર્થ.

**विभीषण** पु. (विशेषेण भीषयते शत्रून्, विभी+णिच्+षुक् च+ल्यु) રાવણનો તે નામનો ભાઈ, નડ ઘાસ.

**विभीषण** त्रि. (वि+भी+णिच्+षुक् च+ल्यु) વિશેષ ભયકારક-ભયંકર.

**विभीषिका** स्त्री. (वि+भी+णिच्-षुक् च+ण्वुल्+टाप्) ભય દેખાડવો, ડરામણી.

**विभु** पु. (वि+भू+डु) પરમાત્મા, મહાદેવ, બ્રહ્મા, વિષ્ણુ, ધણી, સેવક, ચાકર.

> "विभुर्विभक्तावयवं पुमानिति
> क्रमादमुं नारद इत्यबोधि सः" शिशुपालवधे.

**विभु** त्रि. (वि+भू+डु) વ્યાપક, નૃત્ય, સમર્થ, દૃઢ, પરમ મહત્ત્વવાળું.

**विभुता** स्त्री. (विभोर्भावः तल्+टाप्) સામર્થ્ય, શક્તિ, વ્યાપકપણું, નૃત્યપણું, દૃઢપણું, પરમ મહત્તા.

**विभुत्व** न. (विभोर्भावः त्व) ઉપર પ્રમાણે.

**विभूति** स्त्री. (वि+भू+क्तिन्) ભસ્મ, ઐશ્વર્ય, સમૃદ્ધિ.

**विभूतिमत्** त्रि. (विभूति+अस्त्यर्थे मतुप्) ઐશ્વર્યવાળું, સમૃદ્ધિવાન્.

**विभूषण** न. (विशेषेण भूषयत्यनेन, वि+भूष्+णिच्+ल्युट्) આભૂષણ, અલંકાર, દાગીનો, શોભા.

**विभूषा** स्त्री. (वि+भूष्+अ+टाप्) ઉપર પ્રમાણે.

**विभूषित** त्रि. (वि+भूष्+क्त) શણગારેલ, સુશોભિત કરેલ.

**विभ्रत्** त्रि. (वि+भृ+शतृ) ધારણ કરતું, પોષણ કરતું.

**विभ्रम** पु. (वि+भ्रम्+घञ्) સ્ત્રીઓની શૃંગારિક એક ચેષ્ટા, વિભ્રમ, ભ્રાન્તિ, ઉતાવળમાં અયોગ્ય સ્થાને અલંકાર પહેરવો તે, શોભા, સંદેહ, ભમવું.

> "क्रोधं स्मितं च कुसुमाभरणादि याञ्चा,
> तद्वर्जनं च सहसैव विमण्डनं च।
> आक्षिप्य कान्तवचनं लपनं सखीभि-
> र्निष्कारणोत्थितगतं वद विभ्रमं तत्" ॥

**विभ्रमा** स्त्री. (वि+भ्रम्+अच्+टाप्) ઘડપણ, વૃદ્ધાવસ્થા.

**विभ्रष्ट** त्रि. (वि+भ्रस्ज्+क्त) ગયેલું, ખોવાયેલું, ભ્રષ્ટ થયેલું.

**विभ्राज्** त्रि. (वि+भ्राज्+क्विप्) વિશેષ પ્રકાશતું, દીપતું, શોભતું.

**विभ्राजमान** त्रि. (वि+भ्राज्+शानच्) શોભતું, દીપતું, ચળકતું.

**विभ्राण** त्रि. (वि+भ्राज्+शानच्) ધારણ કરતું, પોષણ કરતું.

**विश्रान्ति** स्त्री. (वि+भ्रम्+क्तिन्) વિશેષ ભ્રાન્તિ, ભમવું.

**विप्लव** पु. ( वि+प्लु+अप् ) બળવો, તોફાન, ઉથલ-પાથલ, તરદી, આફત, ધાતકીપણું, પાપ, દેશમાં ઉપદ્રવ, ક્રૂરતા.
"उत्सवे व्यसने चैव दुर्भिक्षे राष्ट्रविप्लवे
राजद्वारे श्मशाने च यस्तिष्ठति स बान्धवः" ॥

**विप्लाव** पु. ( वि+प्लु+घञ् ) અશ્વની એક જાતની ગતિ, ચારે તરફથી જળની રેલ.

**विप्लुत** त्रि. ( वि+प्लु+क्त) ઉપદ્રવ પામેલ, દુઃખી, પાપી, ધાતકી, જળથી વ્યાપ્ત થયેલ, ક્રૂર.

**विप्लुप्** स्त्री. ब. व. ( वि+प्लुप्+क्विप् ) विप्रुष् શબ્દ જુઓ.

**विप्सा** स्त्री. वीप्सा શબ્દ જુઓ.

**विफल** त्रि. ( विगतं फलमस्य ) ફળ વિનાનું, નિરર્થક.

**विफला** स्त्री. ( विगतं फलमस्याः ) કેવડાનું ઝાડ.

**विफलीकरण** न. (विफल+च्वि+कृ+ल्युट् ) ફળ વિનાનું-કરવું તે, નિરર્થક કરવું તે.

**विफलीकृत** त्रि. ( विफल+च्वि+कृ+क्त ) નિષ્ફળ કરેલું, નિરર્થક કરેલું.

**विफलीभवन** न. ( विफल+च्वि+भू+ल्युट् ) નિષ્ફળ થવું.

**विफलीभूत** त्रि. ( विफल+च्वि+भू+क्त ) નિષ્ફળ થ-યેલ, નિરર્થક થયેલ.

**विवध** पु. ( विगतो वधो हननं गतिर्यस्मात् ) સંઘરેલ ધાન્ય ચોખા વિગેરે, બંને તરફ સીકાવાળી કાવડ.

**विवन्ध** पु. ( विबध्नाति मलम्, वि+बन्धू+अच् ) દસ્ત કબજ કરનારો એક રોગ.

**विवुद्ध** त्रि. ( वि+बुध्+क्त ) બોધ પામેલ, જ્ઞાની, ડાહ્યું, જાગ્રત.

**विवुध** पु. ( वि+बुध्+क ) પંડિત, વિદ્વાન્, ચન્દ્ર,

**विभक्तज** पु. ( विभक्ते सति जायते, जन्+ड ) વારસા વિગેરેના ભાગ પાડ્યા પછી ઉત્પન્ન થનાર પુત્ર.

**विभक्ति** स्त्री. ( वि+भज्+क्तिन् ) વિભાગ, ભેદ, વ્યાકરણ પ્રસિદ્ધ વિભક્તિ.

**विभजनीय** त्रि. ( वि+भज्+कर्मणि अनीयर् ) વિભાગ કરવા લાયક, વહેંચવા યોગ્ય, ભાગવા યોગ્ય.

**विभङ्ग** पु. ( वि+भञ्ज्+घञ् ) ભાંગવું તે, કટકા કરવા તે, ભાગ, અંશ, રોકાણ, સંકોચ.

**विभङ्ग** न. જૈન દર્શન પ્રસિદ્ધ મિથ્યાત્વિનું એક જ્ઞાન.

**विभव** पु. ( वि+भू+अच् ) ધન, પૈસો, દોલત, મોક્ષ, સર્વભૂર્ત્ત દ્રવ્યના સંયોગરૂપ ઐશ્વર્ય, સાઠ સંવત્સર પૈકી એક.

**विभा** स्त्री. ( वि+भा+अच्+टाप् ) કિરણ, શોભા, તેજ, કાન્તિ, પ્રકાશ.

**विभाकर** पु. ( विभां प्रकाशं करोति, कृ+अच् ) સૂર્ય, આકડાનું ઝાડ, અગ્નિ, ચિત્રાનું ઝાડ.
"भास्कराहस्करब्रध्नप्रभाकरविभाकराः-अमरः"

**विभाग** पु. ( वि+भज्+भावे घञ् ) ભાગ, વારસોના ભાગ, પ્રતિપાદન, હિસ્સો, અંશ.

**विभागकल्पना** स्त्री. ( विभागस्य कल्पना ) ભાગનો નિર્ણય કરવો.

**विभागतस्** अव्य. ( विभाग+पञ्चम्यर्थे तसिल् ) ભાગથી, હિસ્સાથી, ભાગ પ્રમાણે.

**विभागभाज्** त्रि. ( विभागं भजते, भज्+ण्वि ) વિભા-ગને ભોગવનાર.

**विभाज्य** त्रि. ( विभक्तुमर्हति, वि+भज्+अर्हार्थे ण्यत् ) વિભાગ કરવા યોગ્ય, વહેંચવા યોગ્ય ધન વિગેરે.

**विभाण्डक** पु. ઋષ્યશૃંગ નામના ઋષિના પિતા.

**विभाण्डी** स्त्री. ( विभाण्ड+गौरा. ङीप् ) એક જાતની

માર્ગ, ખરાબ માર્ગ, નિંદિત આચાર.

**विमार्ग** पु. ( वि+मृज्+घञ् ) સાવરણી.

**विमार्गण** न. ( वि+मृज्+ल्युट् ) શોધવું, તપાસવું, શોધ, તપાસ, ખોળવું.

**विमुक्त** त्रि. ( वि+मुच्+क्त ) મૂકેલ, છોડેલ, છૂટું કરેલ.

**विमुक्ति** स्त्री. ( वि+मुच्+क्तिन् ) છુટકારો, છુટા થવું, મોક્ષ.

**विमुख** त्रि. ( विरुद्धं प्रतिकूलं मुखं यस्य ) અવળું, વિરૂદ્ધ, બહિર્મુખ, પાછું ફરેલ.

**विमुखता** स्त्री. ( विमुखस्य भावः तल्+टाप् ) અવળાપણું, વિરોધ.

**विमुखत्व** न. ( ,, ,, ) ઉપર પ્રમાણે અર્થ.

**विमुद्र** त्रि. ( विगता मुद्रा मुकुलीभावो यस्य ) વિકસેલ, ખીલેલ, મુદ્રારહિત.

**विमूढ** त्रि. ( वि+मुह्+क्त ) મોહ પામેલ, મુંઝાયેલ, અત્યન્ત મૂઢ.

**विमूढता** स्त्री. ( विमूढस्य भावः तल्+टाप् ) મુંઝવણ, મૂઢપણું.

**विमूढत्व** न. ( विमूढस्य भावः त्व ) ઉપર પ્રમાણે.

**विमूढसंज्ञ** त्रि. ( विमूढा संज्ञा यस्य ) ભાન વગરનું, બેભાન, બેશુદ્ધ.

**विमूढात्मन्** त्रि. ( विमूढः आत्मा यस्य ) ઉપર પ્રમાણે.

**विमृदित** त्रि. ( वि+मृद्+क्त ) મર્દન કરેલ, મસળેલ.

**विमृश्यकारिन्** त्रि. ( विमृश्य करोति, कृ+णिनि ) વિચારીને કરનાર.

**विमृश्यकारिता** स्त्री. ( विमृश्यकारिणः भावः तल्+टाप् ) વિચારીને કરવાપણું.

"वृणुते हि विमृश्यकारिणं गुणलुब्धाः स्वयमेव संपदः"
किरातार्जुनीये

**विमृश्यकारित्व** न. ( विमृश्यकारिणः भावः त्व ) ઉપર પ્રમાણે.

**विमोक्ष** पु. ( वि+मोक्ष्+घञ् ) છોડવું, છુટા કરવું, મુક્તિ, મોક્ષ, છુટકારો.

**विमोक्षण** न. ( वि+मोक्ष्+भावे ल्युट् ) ઉપર પ્રમાણે.

**विमोक्षणा** स्त्री. ( ,, ,, +युच्+टाप् ) છોડવું, છુટા થવું, મુક્તિ, મોક્ષ, છુટકારો.

**विमोचन** न. ( वि+मुच्+भावे ल्युट् ) મુકવું, છોડવું.

**विमोचित** त्रि. ( वि+मुच्+णिच्+क्त ) મૂકેલ, છોડેલ.

**विम्ब** पु. न. ( वी+वन्–मुम् ह्रस्वः ) પ્રતિબિંબ, પ્રતિછાયા, સૂર્યમંડળ, ચન્દ્રમંડળ, મૂર્તિ, પ્રતિમા, કમંડલ.

**विम्ब** पु. ( ,, ,, ,, ) કાચંડો.

**विम्ब** न. ( विम्बायाः फलम्, अण् तस्य लुप् ) બિંબિકાનું ફળ–ઘીલોડું.

**विम्बक** पु. न. ( विम्ब+स्वार्थे कन् ) પ્રતિબિંબ, પ્રતિછાયા, સૂર્યમંડળ, ચન્દ્રમંડળ, મૂર્તિ, પ્રતિમા, કમંડલ.

**विम्बजा** स्त्री. ( विम्बं फलं जायते यस्याः, जन्+ड+टाप् ) ઘીલોડાંનો વેલો.

**विम्बट** पु. ( विम्बमटति, अट्+अच् शक० ) સરસવ.

**विम्बा** स्त्री. ( विम्बमस्त्यस्याः, अच्+टाप् ) એકજાતનો વેલો.

**विम्बागत** त्रि. ( विम्ब+आ+गम्+क्त ) પ્રતિબિંબિત, પ્રતિબિંબ પડેલ.

**विम्बिका** स्त्री. ( विम्बा+स्वार्थे क ह्रस्वः कापि अत इत्वं ) ઘીલોડાંનો વેલો.

**विम्बी** स्त्री. ( विम्ब+स्त्रियां जाति. गौरा. वा ङीप् ) કાચંડી, કાકડી, ઘીલોડાનો વેલો.

**वियच्चारिणी** स्त्री. ( वियति आकाशे चरति, चर्+णिनि+ङीप् ) સમળી–માદા.

**वियच्चारिन्** त्रि. ( वियति चरति, चर्+णिनि ) આકાશમાં ફરનાર.

**वियच्चारिन्** पु. ( ,, ,, ) સમળો પક્ષી.

**वियत्** न. ( वि+यम्–क्विप् मलोपे तुक् ) આકાશ.

"हंसपंक्तिरपि नाथ संप्रति प्रस्थिता वियति मानसं प्रति"
घटकर्परः

**वियति** पु. પક્ષી.

**वियद्गंगा** स्त्री. ( वियत्स्था गंगा ) આકાશગંગા.

**वियद्गति** त्रि. ( वियति गतिर्यस्य ) આકાશમાં ગતિવાળું.

**वियद्भूति** स्त्री. ( वियतो भूतिरिव ) અંધકાર.

**वियन्मणि** पु. ( वियतो मणिरिव प्रकाशकत्वात्–भूषकत्वाद्वा ) સૂર્ય, આકડાનું ઝાડ.

**वियम** पु. ( वि+यम्+भावे घञ् ) સંયમ, દુઃખ.

**विमत** त्रि. ( वि+मन्+क्त ). વિરુદ્ધ મતિવાળું, વિષમ, સંદેહવાળું.

**विमति** स्त्री. ( वि+मन्+क्तिन् ) વિરુદ્ધ મત, ચાહવું નહિ તે.

**विमत्सर** त्रि. ( विगतो मत्सरो यस्य ) મત્સર રહિત, દ્વેષ ભાવરહિત.

**विमनस्** त्रि. ( विक्षिप्तं मनो यस्य ) ચિન્તા વિગેરેથી વ્યાકુળ મનવાળું, ઉદાસ.

**विमनस्क** त्रि. ( विक्षिप्तं मनो यस्य कप् ) ઉપર પ્રમાણે અર્થ.

**विमनीकरण** न. ( वि+मनस्+च्वि+कृ+ल्युट् ) વ્યાકુળ કરવું, ઉદાસીન કરવું.

**विमनीकृत** त्रि. ( वि+मनस्+च्वि+कृ+कर्मणि क्त ) નાશ કરેલું, વ્યાકુળ કરેલું.

**विमनीभवन** न. ( वि+मनस्+च्वि+भू+ल्युट् ) નાખુશ થયેલું, વ્યાકુળ થવું, ઉદાસ થવું.

**विमनीभूत** त्रि. ( वि+मनस्+भू+भावे क्त ) ઉદાસ થયેલ, વ્યાકુળ થયેલ.

**विमय** पु. ( वि+मी+अच् ) અદલો બદલો, સાટું.

**विमर्द** पु. ( विमृद्यतेऽसौ, वि+मृद्+घञ् ) એક જાતનું વૃક્ષ, કેસર વિગેરેનું મર્દન, મનુષ્યો વિગેરેની ગીરદી.

**विमर्दक** पु. ( विमर्द+स्वार्थे क ) કુંવાડીયાનું ઝાડ.

**विमर्दन** न. ( वि+मृद्+ल्युट् ) મર્દન, કેસર કસ્તુરી વિગેરેનું મર્દન, મસળવું, મારી નાંખવું.

**विमर्श** पु. ( वि+मृश्+घञ् ) પરામર્શ, ન્યાયમત પ્રમાણે સાધ્ય વ્યાપ્ય હેતુમાનરૂપે પક્ષનિશ્ચય, વિતર્ક, નિશ્ચય કરવો, વિચાર.

**विमर्शन** न. ( वि+मृश्+भावे ल्युट् ) ઉપર પ્રમાણે.

**विमर्शिन्** त्रि. ( वि+मृश्+णिनि ) નિશ્ચય કરનાર, વિતર્ક કરનાર, વિચાર કરનાર.

**विमर्ष** पु. ( वि+मृष्+घञ् ) વિચાર, નાટકના અંગરૂપ એક સંધિ, અસંતોષ, અધીરતા.

**विमर्षन** न. ( वि+मृष्+ल्युट् ) ઉપર પ્રમાણે અર્થ.

**विमर्षिन्** त्रि. ( वि+मृष्+णिनि ) વિચાર કરનાર, અસંતોષી, અધીર.

**विमल** त्रि. ( विगतो मलो यस्मात् ) સ્વચ્છ, નિર્મળ, ઉજ્વળ, સફેદ, ધોળું, સુંદર, સારું.

**विमल** न. ( विगतो मलो यस्मात् यस्य वा ) એક જાતનો ઉપરસ, એક જાતનું સાત્વિક દાન.

**विमल** पु. ( विगतो मलो यस्य ) જૈન મત પ્રસિદ્ધ તેરમા તીર્થંકર–વિમલનાથ.

**विमला** स्त्री. ( विगतो मलो यस्याः ) જગન્નાથપુરીના ક્ષેત્રની એક દેવી, सप्तला वृक्ष–સાથેરનું ઝાડ.

**विमलात्मक** त्रि. ( विमल आत्मा यस्य कप् ) નિર્મળ હૃદયનું, સ્વચ્છ, ઉજ્વલ.

**विमलात्मन्** त्रि. ( विमलः आत्मा यस्य ) ઉપર પ્રમાણે.

**विमलात्मन्** पु. ( ,, ,, ) નિર્મળ હૃદય, શુદ્ધ આત્મા.

**विमलाद्रि** पु. ( विमलश्चासौ अद्रिश्च ) પાલીતાણા પાસેનો શેત્રુંજય પર્વત.

**विमस्तकित** त्रि. ( विमस्तक+तारका. इतच् ) મસ્તક રહિત, કપાયેલા મસ્તકવાળું.

**विमांस** पु. न. ( विरुद्धं च तत् मांसञ्च ) કુતરા વિગેરેનું નિષિદ્ધ માંસ.

**विमातृ** स्त्री. ( विरुद्धा माता ) સાવકી માતા, ઓરમાન મા.

**विमातृज** पु. ( विमातुर्जायते, जन्+ड ) સાવકો ભાઇ, ઓરમાન ભાઇ.

**विमातृजा** स्त्री. ( विमातुर्जायते जन्+ड+टाप् ) સાવકી બહેન, ઓરમાન બહેન.

**विमान** पु. न. ( वि+मन्+घञ्, वि+मा+ल्युट् वा ) દેવોનું વાહન, દેવતાઈ રથ, ચક્રવર્તીનું એક પ્રકારનું ઘર.
"नेत्रा नीताः सततगतिना यद्विमानाग्रभूमिः" मेघदूते

**विमान** त्रि. ( विगतः मानो यस्य ) માન રહિત, માનભ્રષ્ટ.

**विमान** न. ( वि+मा+ल्युट् ) માપવું, પરિમાણ.

**विमान** पु. ( वि+मन्+घञ् ) ઘોડો.

**विमानन** न. ( वि+मान्+ल्युट् ) અપમાન, અપમાન કરવું.

**विमानना** स्त्री. ( विमानन+स्त्रियां टाप् ) ઉપર પ્રમાણે.

**विमानित** त्रि. ( विमान+तारका. इतच् ) અપમાન કરેલ, નિરસ્કારેલ.

**विमार्ग** पु. ( विरुद्धः मार्गः ) અવળો માર્ગ, વિરુદ્ધ

"कः संनद्धे विरहविधुरां त्वय्युपेक्षेत जायां।
न स्यादन्योऽप्यहमिव जनो यः पराधीनवृत्तिः" ॥ मेघदूते

**विरहार्त्त** त्रि. (विरहेणार्त्तः) વિરહથી પીડાયેલ, વિયોગથી દુઃખી થયેલ.

**विरहिणी** स्त्री. (वि+रह्+णिनि+ङीप्) વિયોગી સ્ત્રી, ભાડું, પગાર.

**विरहित** त्रि. (वि+रह्+क्त) ત્યાગકરેલું, છોડેલું.

**विरहिन्** त्रि. (वि+रह्+अस्त्यर्थे इन्) વિયોગવાળું, વિરહવાળું.

**विरहोत्कंठित** पु. (विरहेण उत्कंठितः) સાહિત્ય પ્રસિદ્ધ એક નાયક.

**विरहोत्कंठिता** स्त्री. (विरहेण उत्कंठिता) સાહિત્ય પ્રસિદ્ધ એક નાયિકા.

**विराग** पु. (वि+रञ्ज्+घञ्) રાગનો અભાવ, અપ્રીતિ.

**विराग** त्रि. (विगतो रामो यस्य) રાગવગરનું, સ્નેહ શૂન્ય, વિરાગી.

**विरागार्ह** त्रि. (विरागं अर्हति, अर्ह्+अच्) નિત્ય વૈરાગ્યને યોગ્ય.

**विरागिन्** त्रि. (विराग+अस्त्यर्थे इन्) ઉપર પ્રમાણે અર્થ.

**विराज्** पु. (विशेषेण राजते, राज्+क्विप्) ક્ષત્રિય, બ્રહ્માણ્ડાત્મક સ્થૂલ દેહાભિમાની આદિપુરૂષ-વિરાટ પુરૂષ, તે નામે એક છન્દ, સ્વાયંભુવ મનુ.

**विराज्** त्रि. (विशेषेण राजते, राज्+क्विप्) વિશેષ દીપતું, પ્રકાશતું.

**विराजत्** त्रि. (वि+राज्+शतृ) શોભતું, દીપતું, પ્રકાશતું, અપમાન.

**विराजमान** त्रि. (वि+राज्+शानच्) ઉપરનો અર્થ.

**विराट** पु. (विशेषेण राजते इति, राज्-दीप्तौ+क्विप्) તે નામે એક દેશ, વિરાટ દેશનો રાજા

**विराटज** पु. (विराटे जायते, जन्+ड) એક જાતનો હીરો.

**विराटज** त्रि. ( ,, ,, ) વિરાટદેશમાં જન્મેલ.

**विराणिन्** पु. (वि+रण्+अण्+इनि) હાથી.

**विराद्ध** त्रि. (वि+राध्+क्त) તિરસ્કાર કરેલું, અપમાન કરેલું, પરાભવ કરેલું, ધિક્કારેલું.

**विराध** पु. (विराधयति लोकान् पीडयति-वि+राध्+अच्) વિરાધ નામનો રાક્ષસ.

**विराधन** न. (वि+राध्+ल्युट्) પીડા, દુઃખ.

**विराध्यत्** त्रि. ( ,, ,,+शतृ) પીડતું, દુઃખદેતું, સામે થતું.

**विराम** पु (वि+रम्+घञ्) અવસાન, છેડો, અન્ત, વિરામ, વિરમવું, અટકવું, નિવૃત્તિ, મધ્ય, વ્યાકરણ પ્રસિદ્ધ વિરામસંજ્ઞા, વર્ણનો અભાવ.

**विराल** पु. (वि+डल-घञ् डस्य रः) બિલાડો.

**विराली** स्त्री. (विराल+स्त्रियां जाति. ङीष्) બિલાડી.

**विराव** पु. (वि+रु+घञ्) શબ્દ, બૂમ, પોકાર.

**विराव** त्रि. (विगतो रावो यस्मात्) શબ્દ વગરનું, અવાજ વિનાનું.

**विराविन्** त्रि. (विरावो विद्यतेऽस्य, विराव+इन्) શબ્દ કરનાર, બૂમો પાડનાર, પોકાર કરનાર.

**विरिक्त** त्रि. (वि+रिच्+क्त) જુલાબ આપેલું, રેચ દીધેલ.

**विरिञ्च** पु. (वि+रिच्+अच मुम्च) બ્રહ્મા, વિષ્ણુ, શિવ.

**विरिञ्चि** पु. (वि+रिच्+अच् मुम् इन्) ઉપર પ્રમાણે.

**विरिब्ध** पु. નાદ, અવાજ.

**विरुक्षण** न. (वि+रुक्ष्+ल्युट्) અપમાન, ગાળ, સોગંદ, બાધા.

**विरुत** न. (वि+रु+क्त) અવાજ, નાદ, સ્વર.
"परभृतविरुतं कलं यथा प्रतिवचनीकृतमेभिरीदृशम्"
शाकुन्तले.

**विरुद** पु. (वि+रुद्+क) રોવું તે, પોકારવું તે, બૂમ.

**विरुद** न. ઈલ્કાબ, બિરૂદ.

**विरुद्ध** त्रि. (वि+रुध्+क्त) વિરોધવાળું, વિરોધી, પ્રતિકૂલ.

**विरुद्ध** पु. ( ,, ,, ) તે નામે એક હેત્વાભાસ.

**विरुद्धता** स्त्री. (विरुद्धस्य भावः तल्+टाप्) વિરોધીપણુ, વિરોધ, પ્રતિકૂલતા.

**विरुद्धत्व** न. (विरुद्धस्य भावः त्व) ઉપર પ્રમાણે.

**विरुद्धभुज्** त्रि. (विरुद्धं भुनक्ति, भुज्+क्विप्) પ્રકૃતિ વિરૂદ્ધ ખાનાર, અપથ્ય સેવી.

**विरुद्धभोजन** न. (विरुद्धञ्च तत् भोजनञ्च) પ્રકૃતિ

**वियात** त्रि. (वि+या+क्त, याति अच् वा) धृष्ट, निर्लज्ज, असभ्य, उद्धत.

**वियातता** स्त्री. (वियातस्य भावः तल् टाप्) धृष्टता, असभ्यता, निर्लज्जता, બેશરમી, ઉદ્ધતાઈ.

**वियातत्व** न. (वियातस्य भावः त्व) ઉપરનો અર્થ.

**वियाम** पु. (वि+यम्+घञ् वा वृद्धिः) સંયમ, દુઃખ.

**वियुक्त** त्रि. (वि+युज्+क्त) વિયોગી, વિરહી, જુદુ થયેલ, છૂટું પડેલ.

**वियोग** पु. (वि+युज्+घञ्) વિચ્છેદ, છૂટાથવું, જુદા પડવું.

**वियोग** पु. (वीनाम् योगः) પક્ષીનો સંબન્ધ.

**वियोगभाज्** त्रि. (वियोगं भजते इति, भज्+ण्वि) વિયોગી, વિરહી, છૂટું પડેલ, પક્ષીઓના સંબંધ વાળું.

**वियोगिन्** त्रि. (वियोग+अस्त्यर्थे इन्) ઉપરનો અર્થ.

**वियोगिन्** पु. (वि+युज्-घिनुण्) ચક્રવાક પક્ષી.

**वियोगिनी** स्त्री. (वियोगिन्+स्त्रियां ङीप्) ચક્રવાક પક્ષિણી, તેનામે એક છન્દ, વિયોગવાળી સ્ત્રી, વિરહિણી.

**वियोजित** त्रि. (वि+युज्+णिच्+क्त) છૂટુંપાડેલું, જુદુંપાડેલું.

**विरक्त** त्रि. (वि+रञ्ज्+क्त) વિરાગી, રાગવાળું નહિ તે, આસક્તિ રહિત, કંટાળેલું.

**विरक्ता** स्त्री. (विरक्त+स्त्रियां टाप्) વિરાગી સ્ત્રી, અભાગણી સ્ત્રી, રાગવગરની સ્ત્રી.

**विरक्ति** स्त्री. (वि+रञ्ज्+क्तिन्) વૈરાગ્ય, રાગરહિતપણું.

**विरङ्ग** पु. (वि+रञ्ज्+घञ्) પર્વતની સોનેરી કે રૂપેરી એક જાતની માટી જે ઓપધિ ગણાય છે.

**विरचत्** त्रि. (वि+रच्+शतृ) રચતું, ગોઠવતું, કરતું.

**विरचयत्** त्रि. (वि+रच्+स्वार्थे णिच्+शतृ) ઉપર પ્રમાણે અર્થ.

નહિ અભડાતી સ્ત્રી, જેનો અટકાવ ગયો હોય તેવી સ્ત્રી, ઋતુ ધર્મ રહિત સ્ત્રી.

**विरजस्क** त्रि. (विगतं रजो यस्य यस्माद् वा कप्) રજવગરનું, રજોગુણ રહિત.

**विरजस्का** स्त्री. (विगतं रजो यस्याः कप्+टाप्) રજોદર્શન રહિત-નહિ અભડાતી સ્ત્રી, જેનો અટકાવ ગયો હોય તેવી સ્ત્રી, ઋતુ ધર્મ રહિત સ્ત્રી.

**विरजस्तमस्** त्रि. (विगते रजस्तमसी एषान्ते) સત્વગુણમય, રજોગુણ તમોગુણ રહિત.

**विरजा** स्त्री. (विशेषेण रज्यतेऽत्र, रञ्ज्+घञर्थे क+टाप्) દૂર્વા-ધ્રોખડ, રાધાની એક સખી, તે નામે એક નદી, એકજાતનું ઝાડ, યયાતિ રાજાની માતા.

**विरञ्च** पु. (वि+रच्+अच् मुमूच) જગત્સ્રષ્ટા બ્રહ્મા.

**विरञ्चि** पु. (वि+रच्-इन् वा मुमूच) ઉપર પ્રમાણે અર્થ.

**विरट** पु. (वि+रट्+अच्) તે નામનો એક રાજા, ખભો, કાલાગુરૂ.

**विरण** न. (विशिष्टो रणो मूलमस्य) સુગન્ધી વાળો-ખસ.

**विरणमूल** न. (विरणस्य मूलम्) ઉપરનો અર્થ,

**विरत** त्रि. (वि+रम्+क्त) નિવૃત્ત, પાછું ફરેલ, વિરામ પામેલ, શાન્ત, વિપયો નહિ સેવતું.

**विरति** स्त्री. (वि+रम्+क्तिन्) નિવૃત્તિ, પાછા ફરવું, વિરામપામવું, શાન્તિ, વિપય સેવા નહિ કરવી તે.

**विरल** त्रि. (वि+रा+कलन्) છુટુ છવાયુ, અવકાશ યુક્ત, દુર્લભ, નાનું, નાજુક, પાતળું, ઢીલું, પોચું, દૂર હોનાર, ઘટ્ટ નહિ તે.

**विरल** न. (वि+रा+कलन्) દહીં

**विरलजानुक** त्रि. (विरला जानुर्यस्य कप्) વાંકા પગવાળું.

**विरलद्रवा** स्त्री. (विरलः द्रवो यस्याः) ઘાખાવિગેરેની રાબડી, ઢીલી રાબ.

**विल्** ( चु. उभ० स० सेट् विलयति-ते ) પ્રેરવું, મોકલવું, ફેંકવું.

**विल** पु. ( विल्+क ) ઇન્દ્રનો એક ઘોડો, એક જાતનો બરૂ.

**विल** न. ( ,, ,, ) છિદ્ર, બાકું, ગુફા, દર, બાર.

**विलक्ष** त्रि. ( विशेषेण लक्षयति, वि+लक्ष्+अच् ) શરમાયેલ, આશ્ચર્ય પામેલ, ઝંખવાણું થયેલ, નિસ્તેજ થયેલું.

**विलक्ष** त्रि. ( विगतं लक्षं यस्य ) નિશાની વગરનું, લક્ષ વગરનું.

**विलक्षण** त्रि. (विशिष्टं विभिन्नं वा लक्षणमस्य) વિભિન્ન, જૂદું, વિશેષણ યુક્ત, બીજુ, જુદી તરેહનું.

**विलक्षण** न. ( विगतं लक्षणं यस्य वि+लक्ष्+ल्युट् ) પ્રયોજન વિનાની સ્થિતિ, જોવું તે, વિરૂદ્ધ લક્ષણ.

**विलक्षणता** स्त्री. (विलक्षणस्य भावः तल्+टाप् ) જૂદાઇ, વિરૂદ્ધ લક્ષણપણું.

**विलक्षणत्व** न. ( विलक्षणस्य भावः त्व ) ઉપરનો અર્થ.

**विलक्षणा** स्त्री. ( विशिष्टं लक्षणं यस्याः ) દાન માટે કલ્પેલી સોનાની પુરૂષની મુર્તિયુક્ત એક શય્યા.

**विलक्षता** स्त्री. ( विलक्षस्य भावः तल्+टाप् ) શરમ, વિસ્મય, લક્ષ રહિતપણું, નીશાનિ રહિતપણું.

**विलक्षत्व** न. ( विलक्षस्य भावः त्व ) ઉપરનો અર્થ.

**विलग्न** त्रि. ( विशेषेण लग्नं, लस्ज्+क्त तस्य नः जस्य गः ) ચોટેલું, બાઝતું, વળગેલું, ચોપડેલું, પાતળું, કૃશ, નાજુક.

"वेदिविलग्नमध्या-कुमारसंभवे"

**विलग्न** न. ( वि+लस्ज्+क्त तस्य नः जस्य गश्च) મધ્યભાગ, કેડ, ઉદય પામેલી મેષ વિગેરે રાશિ.

**विलङ्घन** न. ( वि+लघि+ल्युट् ) ઓળંગવું, તોડવું, અપમાન કરવું.

**विलङ्घनीय** त्रि. ( वि+लघि+कर्मणि अनीयर् ) ઓળંગવા યોગ્ય, તોડવા લાયક, અપમાન કરવા લાયક.

**विलङ्घित** त्रि. ( वि+लघि+कर्मणि क्त ) ઓળંગેલ, તોડેલ, અપમાન કરેલ.

**विलङ्घ्य** त्रि. ( वि+लघि+यत् ) ઓળંગવા યોગ્ય, તોડવા લાયક, અપમાન કરવા લાયક.

**विलज्ज** त्रि. ( विगता लज्जा यस्मात् ) લાજ વગરનું, શરમ વગરનું.

**विलज्जमान** त्रि. ( वि+लस्ज्+शानच् ) લાજતું, શરમાતું.

**विलज्जा** स्त्री. ( विशिष्टा लज्जा ) શરમ, લાજ.

**विलपत्** त्रि. ( वि+लप्+शतृ ) બોલતું, વિલાપ કરતું. બકતું.

**विलम्ब** पु. ( वि+लबि+घञ् ) અશીઘ્રતા, ઉતાવળ નહિ કરવી તે, થોભવું, રાહ જોવી, વાર, સાઠ વર્ષો પૈકી એક.

**विलम्बन** न. ( वि+लम्ब्+ल्युट् ) ઉતાવળ નહિ કરવી તે, થોભવુ, વાર કરવી, રાહ જોવી, લટકવું.

"आगच्छ त्वरितं कृष्ण न ते कार्यं विलम्बनम्"

**विलम्बमान** त्रि. ( वि+लम्ब्+कर्मणि शानच्) વારકરતું, રાહ જોતું, લટકતું.

**विलम्बित** त्रि. ( वि+लम्ब्+क्त ) જેને વાર લાગી હોય તે, ધીમું, મન્દ, ઉતાવળું નહિ તે, વારકરતું.

**विलम्बित** न. ( विलम्बते कण्ठकरचरणादयः प्रत्येकं प्रदर्शनाय-स्वरविशेषज्ञानाय वा यत्र आधारे क्त ) મધ્ય કાળનું નૃત્ય કે ગીત.

**विलम्बिन्** त्रि. ( विलम्ब+अस्त्यर्थे इन् ) વાર લગાડનાર, લટકનાર, ઉતાવળું નહિ તે.

"वहति गिरिरयं विलम्बिघंटाद्वयपरिवारितवारणेन्द्रलीलाम् शिशुपालवधे"

**विलम्भ** पु. ( वि+लभि+अच् ) બક્ષીસ, અત્યન્ત દાન.

**विलय** पु. ( वि+ली+अच् ) પ્રલય, નાશ.

**विलला** स्त्री. ( वि+लल्+अच्+टाप् ) શ્વેત બલા નામે એક વનસ્પતિ.

**विलसत्** त्रि. ( वि+लस्+शतृ ) વિલાસ કરતું, રમતું, ચળકતું, પ્રકાશતું.

**विलसित** त्रि. ( वि+लस्+क्त ) વિલાસ કરેલ, રમેલ, દીપેલ.

**विलसित** त्रि ( वि+लस्+क्त) વિલાસ, દીપ્તિ, કાન્તિ.

**विलाप** पु. ( वि+लप्+घञ् ) વિલાપ, કલ્પાન્ત.

**विलाल** पु. ( विडाल+पृषो० ) બિલાડો, યન્ત્ર, સાંચો.

**विलाली** स्त्री. ( विलाल+स्त्रियां जाति० ङीप् ) બિલાડી.

**विलास** पु. ( वि+लस्+घञ् ) સ્ત્રીઓની એક શૃંગાર

**विलोमकर्मन्** त्रि. ( विलोमं कर्म यस्य ) અવળું કામ કરનાર, ઉલટું કામ કરનાર.

**विलोमक्रिया** स्त्री. ( विलोमा चासौ क्रिया च ) ઉલટું કામ, વિપરીત કર્મ, અવળું કામ, ગણિત પ્રસિદ્ધ એક ક્રિયા.

**विलोमज** पु. ( विलोमाज्जायते, जन्+ड ) ઉત્તમ વર્ણની સ્ત્રીમાં અધમ વર્ણના પુરૂષે ઉત્પન્ન કરેલ પુત્ર.

**विलोमजा** स्त्री. ( विलोमाज्जायते, जन्+ड+टाप् ) ઉત્તમ વર્ણની સ્ત્રીમાં અધમ વર્ણના પુરૂષે ઉત્પન્ન કરેલી પુત્રી.

**विलोमजिह्व** पु. ( विलोमा विपरीता जिह्वा यस्य) હાથી.

**विलोमजिह्वी** स्त्री. ( वलोमजिह्व+स्त्रियां जाति. ङीष् ) હાથણી.

**विलोमवर्ण** पु. ( विलोमजः स्मृत्यनुक्ततया व्युत्क्रमजो वर्णः ) ઉત્તમ વર્ણની સ્ત્રીમાં અધમ વર્ણના પુરૂષથી ઉત્પન્ન થયેલી એક જાત.

**विलोमवर्णा** स्त्री. ( विलोमः वर्णो यस्याः ) विलोमजा શબ્દ જુઓ.

**विलोमी** स्त्री. ( विशिष्टं लोम केशो यस्याः अत्र समा.) આમલીનું ઝાડ, સાપેણ, કુતરી.

**विलोल** त्रि. ( वि+लुल्+अच् ) ચંચળ, ચપળ, વિશેષ તૃષ્ણાવાળું.

**विलोलता** स्त्री. ( विलोलस्य भावः तल्+टाप् ) ચંચળપણું, ચપળપણું, લોલુપતા.

**विलोलत्व** न. ( विलोलस्य भावः त्व ) ઉપર પ્રમાણે.

**विलोलन** न. ( वि+लुल्+णिच्+ल्युट् ) હલાવવું, ચલાવવું.

**विल्ल** न. ( विल्+लच् ) લિંગ, ખાડો, દર, ગુફા.

**विल्व** पु. બીલીનું ઝાડ.

**विल्व** न. ( विल्ववृक्षस्य फलम् ) બીલીનું ફળ.

"खलः सर्षपमात्राणि परच्छिद्राणि पश्यति ।
"आत्मनो विल्वमात्राणि पश्यन्नपि न पश्यति"

**विवक्षत्** त्रि. ( विवक्तुमिच्छति, वि+वच्+सन्+शतृ ) બોલવા ઇચ્છતું, કહેવા ઇચ્છતું.

**विवक्षा** स्त्री. ( विवक्तुमिच्छा, वच्+सन्+अ+टाप् ) બોલવાની ઇચ્છા, કહેવાની ઇચ્છા.

**विवक्षु** त्रि. ( विवक्तुमिच्छुः, वि+वच्+सन्+उ ) કહેવાને ઇચ્છનાર, બોલવાની ઉમેદ રાખનાર.

"निवार्यतामालि किमप्ययं बटुः ।
पुनर्विवक्षुः स्फुरितोत्तराधरः"–कुमारसंभवे.

**विवञ्चिषत्** त्रि. ( वि+वञ्च्+सन्+शतृ ) ઠગવા ઇચ્છતું, છેતરવા ઇચ્છતું, છેતરવા ચાહતું.

**विवञ्चिषा** स्त्री. ( वि+वञ्च्+सन्+टाप् ) ઠગવાની ઇચ્છા, છેતરવાની ઇચ્છા.

**विवञ्चिषु** त्रि. ( वि+वञ्च्+सन्+उ ) ઠગવા ઇચ્છનાર, છેતરવા ચાહનાર.

**विवर** पु. न. ( विवृणोति, वि+वृ+अच् ) છિદ્ર, બાકું, બખોલ, ગુફા, દોષ.

**विवरण** न. ( वि+वृ+ल्युट् ) વ્યાખ્યાન, કોઇ વિષયનો વિસ્તાર કરવો, સ્પષ્ટીકરણ, ટીકા, ભાષ્ય.

**विवरणकार** त्रि. ( विवरणं करोति, कृ+अण् ) વ્યાખ્યાન કરનાર, ટીકાકાર, ભાષ્યકાર.

**विवरणकृत्** त्रि. ( विवरणं करोति, कृ+क्विप् तुक् च ) ઉપર પ્રમાણે.

**विवरनालिका** स्त्री. ( विवरयुक्तं नालमस्त्यस्याः, ठन्+टाप् ) એક જાતનો વાંસ, વેણુ.

**विवरिषत्** त्रि. ( वि+वृ+सन्+शतृ ) વ્યાખ્યાન કરવા ઇચ્છતું, પ્રગટ કરવા ચાહતું, ખુલ્લુ કરવા ઇચ્છતું.

**विवरिषा** स्त्री. ( वि+वृ+सन्+अ+टाप् ) વ્યાખ્યાન કરવાની ઇચ્છા, પ્રગટ કરવાની ઇચ્છા.

**विवरिषु** त्रि. ( वि+वृ+सन्+उ ) વ્યાખ્યાન કરવા ઇચ્છનાર, પ્રકટ કરવા ઇચ્છનાર.

**विवर्जन** न. ( वि+वृज्+ल्युट् ) વર્જવું, છોડવું, ત્યાગ.

**विवर्जनीय** त्रि. ( वि+वृज्+अनीयर् ) વર્જવા યોગ્ય, છોડવા લાયક, તજવા યોગ્ય.

**विवर्जित** त्रि. ( वि+वृज्+कर्मणि क्त ) વર્જેલ, છોડેલ, તજેલ.

**विवर्ज्य** त्रि. ( वि+वृज्+यत् ) વર્જવા યોગ્ય, તજવા યોગ્ય, છોડવા લાયક.

**विवर्ण** त्रि. ( विरुद्धो वर्णोऽस्य ) અધમ, નીચ, મલીન, મેલું.

**विवर्णवदन** त्रि. ( विवर्णानि वदनानि यस्य ) ફીકા મુખવાળું.

ચેષ્ટા, દીપ્તિ, કાન્તિ, સ્ત્રીઓનો એક સાત્ત્વિક ભાવ રમત ગમ્મત, મોજશોખ.

"सत्यपि रूपविलासोपहसितरतिविभ्रमे विनयवति चावरोधजनः"......कादम्बर्यां

**विलासमन्दिर** न. ( विलासस्य मन्दिरम् ) વિલાસ કરવાનું સ્થાન, રમતનું ઘર, ક્રીડાનું ઘર.

**विलासवत्** त्रि. ( विलास+अस्त्यर्थे मतुप् मस्य वः ) વિલાસી, મોજીલું, શોખીન, ભોગી.

**विलासिका** स्त्री. ઉપરૂપકરૂપ નામનું એક નાટક.

**विलासिन्** त्रि. ( विलास+अस्त्यर्थे इन् ) વિલાસવાળું, મોજીલું, શોખીન, ગમ્મતી, ભોગવાળું.

"विलासिनी काञ्चनपट्टिकायाम्–उद्भटे"

**विलासिन्** पु. ( विलासोऽस्यास्तीति, विलास+इनि ) ચન્દ્ર, શ્રીકૃષ્ણ, મહાદેવ, સર્પ, અગ્નિ, ચિત્રાનું ઝાડ, કપૂર.

**विलासिनी** स्त्री. ( विलासोऽस्त्यस्याः, इनि+ङीप् ) નારી, વેશ્યા.

**विलिप्त** त्रि. ( वि+लिप्+क्त) લીંપેલ, ખરડેલ,ચોપડેલ.

**विलीन** त्रि. (वि+ली+क्त) ગળેલું, દ્રવ થયેલું, વિશ્લેષ પામેલું, નાશ પામેલું.

**विलेपन** न. (विलिप्यतेऽनेन करणे ल्युट् ) શરીર વિગેરે ઉપર ચોપડવાને પીસેલો કેસર વિગેરે પદાર્થ,

**विलेपन** न. ( वि+लिप्+भावे ल्युट् ) લીંપવું તે, ચોપડવું તે, ખરડવું તે.

**विलेपनी** स्त्री. ( वि+लिप्+ल्युट्+ङीप् ) રાબડી, સુંદર વેશવાળી સ્ત્રી.

**विलेप्य** पु. ( वि+लिप्+यत् ) રાબડી, રાબ.

**विलेप्य** त्रि. ( वि+लिप्+यत् ) લેપ કરવા યોગ્ય, ખરડવા લાયક, ચોપડવા યોગ્ય.

**विलोक** पु. ( विगतो लोको यस्मात् ) એકાન્ત.

**विलोकन** न. ( वि+लोक्+भावे ल्युट् ) જોવું, દેખવું.

**विलोकना** स्त्री. ( वि+लोक्+युच् टाप् ) જોવું, દેખવું.

**विलोकनीय** त्रि. ( वि+लोक्+कर्मणि अनीयर् ) જોવા લાયક, નીરખવા યોગ્ય.

**विलोकनीयता** स्त्री. ( विलोकनीयस्य भावः तल्+टाप् ) જોવાલાયકપણું, નીરખવા યોગ્યપણું.

**विलोकनीयत्व** न. ( विलोकनीयस्य भावः त्व ) ઉપર પ્રમાણે અર્થ.

**विलोकित** त्रि. ( वि+लोक्+कर्मणि क्त ) જોયેલ,દેખેલ.

**विलोक्य** त्रि. ( वि+लोक्+यत् ) જોવા લાયક, દેખવા લાયક.

**विलोक्य** अव्य. ( वि+लोक्+ल्यप् ) જોઇને, દેખીને,

**विलोचन** न. ( विलोच्यते दृश्यतेऽनेन, वि+लोचि+ल्युट् ) નેત્ર, આંખ.

"उमामुखे विम्बफलाधरोष्टे व्यापारयामास विलोचनानि"
कुमारसं०

**विलोचन** न. ( विलोच्यते, वि+लोच्+भावे ल्युट् ) જોવું, દેખવું.

**विलोचनपात** पु. ( विलोचनस्य पातः ) જોવું, નજર નાખવી.

**विलोचनाम्बु** न. ( विलोचनयोः अम्बु ) આંખનું પાણી, આંસુ.

**विलोटक** पु. ( विशेषेण लुटति, वि+लुट्+ण्वुल् ) એક જાતનું માછલું.

**विलोडन** न. ( वि+लुड्+ल्युट् ) વલોવવું, મથવું, ડહોળી નાંખવું.

**विलोडित** न. ( वि+लुड्+क्त ) છાસ.

**विलोडित** त्रि. ( ,, ,, ) વલોવેલ, મથેલ, ડહોળી નાંખેલ.

**विलोप** पु. ( विशेषेण लोपः, वि+लुप्+घञ् ) સારી રીતે લોપ થવો.

"काले स्थाने च पात्रे च नहि वृत्तिं विलोपयेत्"
नीतिसारे.

**विलोभ** पु. ( वि+लुभ्+घञ् ) વિશેષ લોભવાળું, લોભ રહિત.

**विलोम** त्रि. ( विगतं लोम यत्र अच् समा. ) વિપરીત, અવળું, ઉલટું.

**विलोम** पु. ( ,, ,, ) સર્પ, કુતરો, વરુણદેવ, ગણિત પ્રસિદ્ધ એક ક્રિયા.

**विलोम** न. ( विगतं लोम यत्र अच् समा. ) પાણી ખેંચવાનો રેંટ–अरघट.

**विलोमकर्मन्** न. ( विलोमम् तत् कर्म च ) અવળું કામ, ઉલટું કામ, વિપરીત કર્મ, ગણિત પ્રસિદ્ધ એક ક્રિયા.

**विविशिवस्** त्रि. ( विश+क्वसु+इट् ) પ્રવેશ કરતું, પેસતું.

**विवीत** पु. ( विशिष्टं वीतं गवादिप्रचारस्थानं यत्र ) ઘણાં ઝાડ તથા ઘાસ વિગેરેથી યુક્ત એક પ્રદેશ.

**विवृक्त** त्रि. ( वि+वृज्+क्त ) તજેલ, છોડેલ.

**विवृक्ता** स्त्री. ( वि+वृज्+क्त+स्त्रियां टाप् ) પતિએ ત્યજેલી એવી સ્ત્રી.

**विवृत** त्रि. ( वि+वृ+क्त ) વિસ્તૃત, વિશાલ, ખુલ્લુ કરેલ, વ્યાખ્યાન કરેલ.

**विवृता** स्त्री. ( वि+वृ+क्त+टाप् ) એક જાતનો ક્ષુદ્રરોગ.

**विवृताक्ष** पु. ( विवृते अक्षिणी यस्य षच् समा. ) કુકડો.

**विवृताक्षी** स्त्री. ( विवृताक्ष+स्त्रियां जाति. ङीष् ) કુકડી.

**विवृति** स्त्री. ( वि+वृ+क्तिन् ) વિવરણ, વ્યાખ્યાન, વિસ્તાર, ફેલાવ, ખુલ્લાપણું.

**विवृत्त** त्रि. ( वि+वृत्+क्त ) આડું ચાલેલ, પ્રકટ કરેલ, તિરછું કરેલ.

**विवृत्ता** स्त्री. ( वि+वृत्+क्त+टाप् ) એક જાતનો ક્ષુદ્રરોગ.

**विवृत्सत्** त्रि. ( वृत्+सन्+शतृ ) વર્તવા–હોવાને ઇચ્છતું.

**विवृत्सा** स्त्री. ( वृत्+सन्+अ+टाप् ) વર્તવા–હોવાની ઇચ્છા.

**विवृत्सु** त्रि. ( वृत्+सन्+उ ) વર્તવા–હોવા ઇચ્છનાર.

**विवृद्ध** त्रि. ( वि+वृध्+क्त ) વધેલું.

**विवृद्धि** स्त्री. ( वि+वृध्+क्तिन् ) વધવું તે, વધારો.

**विवेक** पु. ( वि+विच्+घञ् ) યથાર્થ રીતે વસ્તુના સ્વરૂપનો નિશ્ચય કરવો, પ્રકૃતિ અને પુરુષનું ભેદજ્ઞાન, અન્યોન્યના ધર્મને પૃથક્ કરી વસ્તુના સ્વરૂપનો નિશ્ચય કરવો તે, વિચાર, પાણીનો ધરો, સ્વ અને પરની વહેંચણ.

"विवेकप्रध्वंसादुपचितमहामोहगहनो" मालतीमाधवे.

**विवेक** पु. ( ,, ,, ) ન્યાયાધીશ.

**विवेकता** स्त्री. ( विवेकस्य भावः तल्+टाप् ) વિવેકપણું.

**विवेकत्व** न. ( विवेकस्य भावः त्व ) ઉપર પ્રમાણે.

**विवेकदृश्वन्** त्रि. ( विवेकेन पश्यति, दृश्+क्वनिप् ) વિવેકી, વિવેકથી જોનાર.

**विवेकिता** स्त्री. ( विवेकिनः भावः तल्+टाप् ) વિવેકીપણું.

**विवेकित्व** न. ( विवेकिनः भावः त्व ) ઉપર પ્રમાણે.

**विवेकिन्** त्रि. ( विवेक+अस्त्यर्थे इनि ) વિવેકવાળું.

**विवेकिन्** पु. ( वि+विच्+घिनुण् ) ભૈરવવંશી દેવસેનનો એક પુત્ર.

**विवेक्तव्य** त्रि. ( वि+विच्+तव्यच् ) વિવેચન કરવા યોગ્ય.

**विवेचन** न. ( वि+विच्+भावे ल्युट् ) વિચાર, વિશેષે કરી પૃથક્કરણ, ટીકા.

**विवेचनीय** त्रि. ( विच्+कर्मणि अनीयर् ) વિવેચન કરવા યોગ્ય.

**विवोढृ** त्रि. ( वि+वह्+तृच् ) જમાઇ, પતિ.

**विव्वोक** पु. ( वि+वा+कु तस्य ओकः स्थानम् ) સ્ત્રીઓની એક શૃંગાર ચેષ્ટા.

"गर्वाभिमानादिष्टेऽपि विव्वोकोनादरक्रिया"

**विश्** ( तुदा. प. स. अनिट् विशति ) પ્રવેશ કરવો, પેસવું, કબજામાં આવવું, આવી પડવું, વ્યાપી જવું.

अनु+विश्=अनुविशति–પેઠેલાની પછી પ્રવેશ કરવો.

अभि+नि+विश्=अभिनिविशति–આશ્રય લેવો, કબજે કરવું, તરફ જવું.

आ+विश्=आविशति–પેસવું, પાસે જવું, કબજે કરવું.

उप+विश्=उपविशति–બેસવું,લશ્કરની છાવણી નાખીને પડવું, પેસવું.

नि+विश्=निविशते–બેસવું, પેસવું, આસક્ત હોવું, પરણવું.

निस्+विश्=निर्विशति–ભોગ કરવો, શણગારવું.

प्र+विश्=प्रविशति–પેસવું, આરંભ કરવો, શરૂ કરવું.

संविशति–પેસવું, સંભોગ કરવો, સુવું.

समा+विश्=समाविशति–પેસવું, પાસે જવું.

**विश्** पु. ( विश्+क्विप् ) માણસ, વૈશ્ય.

**विश** न. ( विश+क ) કમળની દાંડલી–મૃણાલ.

**विश** त्रि. ( ,, ,, ) પ્રવેશ કરનાર.

**विशकण्ठ** पु. ( विशमिव कण्ठो यस्य ) બગલો.

**विशकण्ठी** स्त्री. ( विशमिव कंठो यस्याः स्त्रियां ङीप् ) બગલી.

**विवर्णास्य** त्रि. (विवर्णानि आस्यानि यस्य) ઉપર પ્રમાણે અર્થ.

**विवर्त्त** पु. (वि+वृत्+घञ्) નાચ, નૃત્ય, સમુદાય, ફરવું તે, વિકાર, ફેરફાર, રૂપાન્તર, ફરી જવું, કારણથી વિષમ સત્તાએ ઉત્પન્ન થતું કાર્ય, કોઈ વસ્તુને કોઈ વસ્તુરૂપ માનવી કે જોવી એ પ્રકારની ભ્રાન્તિ.

**विवर्द्धन** न. (वि+वृध्+ल्युट्) વધવું, વૃદ્ધિ પામવી, કાપવું.

**विवर्द्धित** त्रि. (वि+वृध्+कर्मणि क्त) વધેલ, કાપેલ.

**विवश** त्रि. (विगता वशा आयत्तता यस्य) સ્વતંત્ર નહિ તે, પરવશ, પરાધીન, વ્યાકુળ, અરિષ્ટ બુદ્ધિવાળું.

**विवशता** स्त्री. (विवशस्य भावः, तल्+टाप्) પરાધીનતા, વ્યાકુળતા.

**विवशत्व** न. (विवशस्य भावः त्व) ઉપર પ્રમાણે.

**विवस्त्र** त्रि. (विगतं वस्त्रं यस्मात्) વસ્ત્ર વગરનું, વસ્ત્ર રહિત.

**विवस्त्र** पु. (विगतं वस्त्रमस्य) દિગંબર જૈન, શિવ.

**विवस्वत्** पु. (वि+वस्+क्विप्, अस्त्यर्थे मतुप् मस्य वः) સૂર્ય, આકડાનું ઝાડ, સૂર્યનો સારથિ અરૂણ, હરકોઈ દેવ.

**विवाक** त्रि. (वि+वच्+संज्ञायां कर्त्तरि घञ्) વિવેચન કરનાર.

**विवात्** त्रि. (वि+वा+शतृ) વિશેષ વાતું.

**विवाद** पु. (विरुद्धो वादः) વિરુદ્ધ વાદ, કલહ, કજીઓ, દાવો.

**विवादकृत्** त्रि. (विवादं करोति, कृ+क्विप्+तुक् च) વિવાદને કરનાર, કજીઓ કરનાર, દાવો કરનાર.

**विवादार्थिन्** त्रि. (विवादं अर्थयते, अर्थ्+इनि) વાદ કરવા ઇચ્છનાર, દાવો કરવા ઇચ્છનાર.

**विवादिन्** त्रि. (विवादोऽस्यास्ति, विवाद+इनि) વાદ કરનાર, દાવો કરનાર, કજીયો કરનાર.

**विवार** पु. (वि+वृ+घञ) ફેલાવ, પહોળું થવું, વ્યાકરણ પ્રસિદ્ધ વર્ણોચ્ચારમાં એક બાહ્ય પ્રયત્ન.

**विवास** पु. (वि+वस्+घञ्) પરદેશ વસવું, દેશનિકાલ.

**विवासस्** त्रि. (विगतं वासो यस्य) વસ્ત્ર વિનાનું, નાગું.

**विवासस्** पु. (विगतं वासोऽस्य) શિવ, દિગમ્બર જૈન.

**विवासन** न. (वि+वस्+णिच्+ल्युट्) દેશનિકાલ. "सीता विवासनपटोः करुणा कुतस्ते" उत्तररामचरिते.

**विवासित** त्रि. (वि+वस्+णिच्+क्त) દેશનિકાલ કરેલ.

**विवाह** पु. (विशिष्टं वहनम्, वि+वह्+घञ्) પરણવું, લગ્ન, વિવાહ.

**विवाहित** पु. (विवाहो जातोऽस्य तार० इतच्) વિવાહ જેનો થયેલ છે તે, પરણેલ.

**विवाह्य** त्रि. (वि+वह्+ण्यत्) વિવાહને યોગ્ય, વિશેષ વહન કરવા યોગ્ય.

**विवाह्य** पु. ( ,, ,, ) જમાઇ.

**विविक्त** त्रि. (वि+विच्+क्त) નિર્જન, એકાન્ત, પવિત્ર, અસંયુક્ત, નહિ જોડાયેલું, વિવેકી.

**विविक्तसेविन्** त्रि. (विविक्तं सेवते, सेव्+इन्) એકાન્ત સેવનાર.

**विविक्ता** स्त्री. (वि+विच्+क्त+टाप्) દુર્ભાગ્યવાળી સ્ત્રી.

વિસ્તાર, મોટાઈ.

**विशालतैलगर्भ** पु. ( विशालं विस्तीर्णं तैलं गर्भे फलमध्ये यस्य ) અંકોટક વૃક્ષ.

**विशालत्व** न. ( विशालस्य भावः त्व ) વિસ્તાર, મોટાઇ.

**विशालत्वच्** पु. ( विशाला त्वग् यस्य ) સાતપુડાનું ઝાડ.

**विशालपत्र** पु. ( विशालानि पत्राणि यस्य ) શ્રીતાલ વૃક્ષ, કાસાલુ વૃક્ષ.

**विशाला** स्त्री. ( विशाल+टाप् ) ઇન્દરવરણી, મહેન્દ્ર વારૂણીનો વેલો, પોઇનો વેલો, ઉજ્જયની નગરી, તે નામે એક નદી.

**विशालाक्ष** पु. ( विशाले अक्षिणी यस्य षच् समा. ) મહાદેવ, ગરૂડ, વિષ્ણુ.

**विशालाक्ष** त्रि. ( ,, ,, ) વિશાળ નેત્રવાળું, મોટી આંખવાળું.

**विशालाक्षी** स्त्री. ( विशाले अक्षिणी यस्याः ) પાર્વતી, મોટી આંખોવાળી સ્ત્રી, નાગદન્તી વૃક્ષ, શ્રેષ્ટ સ્ત્રી, એક યોગિની.

**विशाली** स्त्री. ( वि+शाल्+गौरा. ङीप् ) અજમોદ, એકજાતનો મૃગલી, એક જાતની પક્ષિણી.

**विशिख** पु. ( विशिष्टा शिखा यस्य ) બાણ, કાસડાનું ઝાડ, તોમર શસ્ત્ર.

**विशिख** त्रि. ( विगता शिखा यस्य ) શિખાવગરનું.

**विशिखा** स्त्री. કોદાળી, પાવડો, બંદુક, પોળ, માંદાને સુવાનું ઘર.

**विशिखान** त्रि. ( वि+शिञ्च्+शानच् ) શબ્દ કરતું, અવાજ કરતું.

**विशिप** न. ( विश्+इपक् ) મંદિર.

**विशिष्ट** त्रि. ( वि+शिष्+क्त ) યુક્ત, વિલક્ષણ, ઉત્તમ.

**विशिष्टबुद्धि** स्त्री. ( विशिष्टस्य बुद्धिः ) વિશેષણવાળા વિશેષ્યનું જ્ઞાન.

**विशिष्टवैशिष्ट्यज्ञान** न. ( विशिष्टवैशिष्ट्यस्य ज्ञानम् ) વિશેષણ યુક્ત સંસર્ગનું જ્ઞાન.

**विशिष्टाद्वैत** न. ( विशिष्टयोरद्वैतम् ) રામાનુજ નામના આચાર્યના મત પ્રમાણે પ્રકૃતિ વિશિષ્ટ બ્રહ્મનું એકત્વ.

"यथा–सूक्ष्मचिदचिदात्मकशरीरविशिष्टस्य कारणस्य परमात्मनः स्थूलचिदचिदात्मकशरीरविशिष्टस्य कार्यस्य परमात्मनश्चैक्यम् ।

**विशिष्टाभाव** पु. ( विशिष्टस्य अभावः ) વિશેષણ વિશિષ્ટનો અભાવ.

**विशीर्ण** त्रि. ( वि+शॄ+क्त ) સુકું, સુકાઇગયેલ, વૃદ્ધાવસ્થાને પામેલ, વીખાઇ ગયેલ.

**विशीर्णपर्ण** पु. ( विशीर्णं पर्णं यस्य ) લીંબડાનું ઝાડ.

**विशील** त्रि. ( विगतं शीलं यस्य ) શીલવિનાનું, ચારિત્યહીન.

**विशुद्ध** त्रि. ( वि+शुध्+क्त ) દોષ રહિત, સ્વચ્છ, નિર્મળ, પવિત્ર.

"न भीतो मरणादस्मि केवलं दूषितं यशः
विशुद्धस्य हि मे मृत्युः पुत्रजन्मसमः किल"

**विशुद्ध** न. ( वि+शुध्+क्त ) તંત્રશાસ્ત્રમાં બતાવેલ કંઠમાં આવેલું એક ચક્ર.

**विशुद्धता** स्त्री. ( विशुद्धस्य भावः, तल्+टाप् ) શુદ્ધિ, પવિત્રતા, સ્વચ્છતા, નિર્મળતા, દોષરહિતપણું.

**विशुद्धत्व** न. ( विशुद्धस्य भावः त्व ) ઉપરનો અર્થ.

**विशुद्धाद्वैत** न. ( विशुद्धस्य अद्वैतम् ) વલ્લભાચાર્યના વૈષ્ણવમતમાં દોષરહિત બ્રહ્મનું અદ્વૈતપણું–ઐકયતા.

**विशुद्धि** स्त्री. ( वि+शुध्+क्तिन् ) દોષરહિતપણું, શોધવું પવિત્ર કરવું, નિર્દોષપણું, નિર્મળપણું, શુદ્ધિ.

**विशृङ्खल** त्रि. ( विगता शृङ्खला पद्धतिर्यस्य ) પરિપાટી વગરનું, સાંકળવિનાનું, કેદમાંથી છુટેલું, સ્વતંત્ર, ઉચ્છૃંખલ.

**विशेष** पु. ( वि+शिष्+घञ् ) વધારે, ભેદ, પ્રકાર, વ્યક્તિ, સ્પષ્ટીકરણ, તફાવત, ખાસ, તિલક, ન્યાય પ્રસિદ્ધ પદાર્થ, વ્યાપ્ય ધર્મ, તે નામે એક અર્થાલંકાર.

**विशेषक** पु. न. ( विशेषयति, वि+शिष्+णिच्+ण्वुल् ) લલાટમાં કરેલ તિલક, ચાંલ્લો.

**विशेषक** न. ( वि+शिष्+णिच्+ण्वुल् ) એકવાકયતાને પામેલ, ત્રણ શ્લોકનો સમૂહ.

**विशेषक** त्रि. ( वि+शिष्+णिच्+ण्वुल् ) વિશેષ કરનાર.

**विशेषक** पु. ( ,, ,, ) તલનું ઝાડ.

**विशेषगुण** पु. ( विशेषश्चासौ गुणश्च ) ન્યાયપ્રસિદ્ધ

**विशङ्क** त्रि. ( विगता शङ्का यस्य ) શંકારહિત, નિઃશંક.
**विशङ्कट** त्रि. ( वि+शङ्कटच् ) વિશાળ.
**विशत्** त्रि. ( विश्+वर्तमाने शतृ ) પ્રવેશ કરતું, પેસતું.
**विशद** पु. ( वि+शद्+अच् ) સફેત રંગ, ધોળો રંગ, ઉજાસ.
**विशद** त्रि. (वि+शद्+अच् ) ચોક્ખુ, નિર્મળ, પ્રકટ, ખુલ્લુ, ઉજ્વળ સ્પષ્ટ, સફેત.
**विशदीकरण** न. ( विशद+च्वि+कृ+ल्युट् ) પ્રકટકરવું, ખુલ્લુંકરવું, સ્પષ્ટકરવું.
**विशय** पु. ( वि+शी+अच् ) સંશય.
**विशयिन्** त्रि. ( विशयोऽस्त्यस्येति, विशय+इन् ) સંશય વાળું.
**विशर** पु. ( वि+शॄ–हिंसायां+अप् ) વધ, મારવું, મારીનાંખવું.
**विशर** त्रि. ( विगतं शरं यस्मात् ) બાણવગરનું, બાણ રહિત.
**विशरण** न. ( विशॄ++ल्युट् ) વધ, મારવું, મારી નાંખવું.
**विशल्य** त्रि. ( विगतं शल्यं यस्मात् ) સાલવગરનું, કાંટાવિનાનું, કષ્ટ વગરનું.
**विशल्यकृत्** त्रि. ( विशल्यं तत्प्रहारजन्यवेदनादिनाशं करोति, कृ+क्विप् तुक् च ) સાલવગરનું કરનાર, કાંટારહિત કરનાર, દુઃખ દૂરકરનાર.
**विशल्यकृत्** पु. ( ,, ,, ) એક જાતનું ઝાડ.
**विशल्यकरणी** स्त्री. ( विशल्यं क्रियतेऽनया, विशल्य+कृ+ल्युट्+ङीप् ) એક જાતની ઔષધિ.
**विशल्या** स्त्री. ( विगतं शल्यं तत्प्रहारादिजनितवेदनादि नाशो यया ) ગળો, નેપાળાનું ઝાડ, અજમોદ, અગ્નિશિખા વૃક્ષ.
**विशसन** न. ( वि+शस्–हिंसने+ल्युट् ) મારવું, મારી નાંખવું.
**विशसन** पु. ( विशसति हिनस्ति, वि+शस्+ल्यु ) તલવાર.
**विशसित** त्रि. ( वि+शस्+क्त ) મારીનાંખેલ, કાપીનાંખેલ.
**विशसितृ** त्रि. ( वि+शस्+तृच् ) મારીનાંખનાર, કાપીનાંખનાર.
**विशस्त** त्रि. ( वि+शस्–अविनये+क्त इट् ) ઉદ્ધત, નિર્લજ્જ, પ્રસિદ્ધ, વખાણેલ.
**विशस्तृ** पु. ( वि+शस्+तृच् ) ચંડાળ.
**विशस्त्र** त्रि. ( विगतं शस्त्रं यस्य ) શસ્ત્રરહિત.
**विशाख** पु. ( विशिष्टा शाखाऽस्य ) કાર્તિક સ્વામી, ધનુંર્ધારીની નીશાનિ તાકતી વેળા ઉભા રહેવાની એક રીત, સાટોડી, શિવ, કાર્તિકસ્વામીના અંશથી ઉત્પન્ન થયેલ એક દેવ.
**विशाख** त्रि. ( ,, ,, ) યાચક, માગણ, અરજદાર.
**विशाख** त्रि. ( विगता शाखा यस्य ) શાખાવગરનું, ડાળી રહિત.
**विशाखज** त्रि. ( विशिष्टा शाखा यस्य तथा सन् जायते, जन्+ड ) નારંગીનું ઝાડ.
**विशाखल** न. ધનુર્ધારીઓની ઉભારહેવાની એક રીત.
**विशाखा** स्त्री. ( विशिष्टा शाखा प्रकारो यस्याः ) તે નામનું સોળમું નક્ષત્ર.
**विशाय** पु. ( वि+शी–पर्य्याये+णच् ) પહેરેગીરોનું વારાફરતી સૂવું.
**विशारण** न. ( वि+शॄ+णिच्+ल्युट् ) મારી નાંખવું. હારમારવું.
**विशारद** पु. ( विशालं ददाति, दा+क, लस्य रः ) પંડિત, બોલસરીનું ઝાડ.
**विशारद** त्रि. ( ,, ,, ) પ્રગલ્ભ, શ્રેષ્ઠ, બાહોશ, હોંશીયાર, કુશળ, વિદ્વાન્, પ્રસિદ્ધ.
**विशारदा** स्त्री. ( विशारद+स्त्रियां टाप् ) ધમાસો વનસ્પતિ.
**विशाल** त्रि. ( वि+शालच् यद्वा विश्–प्रवेशने+कालन् ) વિસ્તીર્ણ, મોટું.
**विशाल** पु. ( वि+शालच् ) એકજાતનો મૃગ, એકજાતિ.
**विशालकुल** न. ( विशालस्य तत् कुलस्य ) મોટું કુળ.
**विशालकुलज** त्रि. ( विशालकुलाज्जायते, जन्+ड ) મોટાકુળમાં ઉત્પન્ન થયેલ.
**विशालकुलसंभव** त्रि. ( विशालकुले संभवो यस्य ) ઉપર પ્રમાણે અર્થ.
**विशालता** स्त्री. ( विशालस्य भावः तल्+टाप् )

**विश्लथाङ्ग** त्रि. (विश्लथं अङ्गं यस्य) ઢીલા અંગવાળુ, શિથિલ શરીરવાળું.

**विश्लिष्ट** त्रि. (वि+श्लिष्+क्त) જૂદુ પડેલ, શિથિલ, ઢીલું.

**विश्लेष** पु. (वि+श्लिष्+घञ्) વિયોગ, જુદુ પડવું તે, શિથિલ, ઢીલું.

**विश्व** पु. (विश्+व) જગત્, સંસાર, વિષ્ણુ, દેહ, શરીર, સુંઠ.

"नीरक्षीरविवेके हंसालस्यं त्वमेव तनुषे चेत्
विश्वस्मिन्नधुनाऽन्यः कुलव्रतं पालयिष्यति कः"
भामिनीविलासे

**विश्व** पु (,, ,,) સંસારાભિમાની જીવ.

**विश्व** त्रि. (विश्+क्वन्) બધું, સઘળું, નાગરિક.

**विश्व** पु. ब. વસુ, શ્રાદ્ધના સત્સક્રતુ વિગેરે દેવ.

**विश्वकद्रु** त्रि. (विश्वकं द्रवति, द्रु+डु) ખળ, નીચ, લુચ્ચું.

**विश्वकद्रु** पु. (,, ,, ,,) શિકાર કરવામાં હોંશિયાર, કુતરો, અવાજ, શબ્દ.

**विश्वकर्मन्** पु. (विश्वेषु कर्म यस्य) સૂર્ય, આકડાનું ઝાડ, દેવોનો કારીગર-સુથાર, તે નામે એક મુનિ, પરમેશ્વર.

**विश्वकर्मजा** स्त्री. (विश्वकर्मणो जायते, जन्+ड+टाप) સૂર્યની એક પત્ની.

**विश्वकर्मसुता** स्त्री. (विश्वकर्मणः सुता) ઉપર પ્રમાણે.

**विश्वकृत्** पु (विश्वं करोति, कृ+क्विप् तुक् च) વિશ્વકર્મા, પરમેશ્વર, બ્રહ્મા, બધુ કરનાર.

**विश्वकेतु** पु. (विश्वमेव केतुर्यस्य विश्वव्यापी वा केतुर्यस्य) અનિરુદ્ધ.

**विश्वक्सेन** पु. (विश्वची सेना यस्य) વિષ્ણુ, વિષ્ણુના નિર્માલ્યને ધારણ કરનાર તેનો એક ગણ.

**विश्वक्सेना** स्त्री. પ્રિયંગુવૃક્ષ-કાંગ.

**विश्वगन्धा** (विश्वे सकलाः गन्धाः यस्याम्) પૃથ્વી.

**विश्वगन्ध** न. (विश्वतः गन्धो यस्य) બોલ-ગંધરસ, ડુંગળી.

**विश्वगोप्तृ** त्रि. (विश्वस्य गोप्ता) જગતનું રક્ષણ કરનાર.

**विश्वगोप्तृ** पु. (,, ,,) ઇન્દ્ર, વિષ્ણુ, શિવ, પરમેશ્વર.

**विश्वग्रन्थि** स्त्री. (विश्वतो ग्रन्थिर्यस्याः) હંસપદી નામે વેલ.

**विश्वङ्कर** त्रि. (विश्वं करोति, कृ+बाहु ट) સઘળું કરનાર.

**विश्वच्** अव्य. (विश्वं अञ्चति, अञ्च्+क्विप् पृषो०) ચારે બાજુ, ચોતરફ, બધેય.

**विश्वच्** त्रि. (,, ,, ,,) સર્વ તરફ જનાર, ચોતરફ જનાર,

**विश्वचक्र** न. બારમું એક મહાદાન.

**विश्वजन** न. (विश्वं जनम्) બધાં માણસો, સમસ્ત લોક.

**विश्वजन** पु. યક્ષ.

**विश्वजनीन** त्रि. (विश्वजनाय हितम्) બધા માણસોના હિતનું, જગતના હિતનું.

**विश्वजनीय** त्रि. (विश्वजन+छ) ઉપરનો અર્થ.

**विश्वजन्य** त्रि. (विश्वजन+यत्) બધા માણસોના હિતનું, જગતના હિતનું.

**विश्वजित्** त्रि. (विश्वं जयति, जि+क्विप् तुक् च) જગતને જીતનાર, બધું જીતનાર.

**विश्वञ्च्** त्रि. (विश्व+अञ्च्+क्विप्) ચોતરફ જનાર, ચોતરફનું.

**विश्वतस्** अव्य. (विश्व+पञ्चम्यर्थे तसिल्) ચારે તરફથી, સઘળેથી, સઘળે.

**विश्वतोमुख** त्रि. (विश्वतो मुखं यस्य) ચોતરફ મુખવાળું.

**विश्वदेव** पु. ब. व. (विश्वे दीव्यतीति, दिव्+अच्) એક જાતના શ્રાદ્ધના દેવ.

"वसुसत्यौ ऋतुदक्षौ कालकामौ धुरिः कुरुः
पुरूरवा मार्द्रवाश्च विश्वे देवाः प्रकीर्तिताः"

**विश्वदेवा** स्त्री. (विश्व+दिव्+अच्+टाप्) એક વનસ્પતિ, નાગબલા, લાલ કમળ.

**विश्वधारिणी** स्त्री. (विश्वं धारयति, धृ+णिच्+इन्+ङीप्) પૃથ્વી.

**विश्वधारिन्** त्रि. (,, ,, धृ+णिच्+इन्) જગત્ ધારણ કરનાર, સમગ્ર ધારણ કરનાર.

**विश्वधारिन्** पु. (विश्वं धारयति, धृ+णिच्+इन्) પરમેશ્વર, જીનદેવ.

વિશેષ પદાર્થના ગુણ.

**विशेषज्ञ** त्रि. ( विशेषं जानाति, ज्ञा+क ) વિશેષ જાણ-નાર, વિદ્વાન્.

**विशेषण** न. ( विशिष्यतेऽनेन, वि+शिष्+ल्युट् ) ગુણ–ક્રિયા વગેરે ભેદક ધર્મ.

**विशेषणासिद्ध** पु. ( विशेषणेनासिद्धः ) તે નામે એક હેત્વાભાસ.

**विशेषतस्** अव्य. ( विशेष+पञ्चम्यर्थे तसिल् ) ઘણું કરીને, ખાસકરીને, વિશેષે કરીને, વિશેષથી.

**विशेषता** स्त्री. ( विशेषस्य भावः, तल्+टाप् ) વિશેષ પણું.

**विशेषत्व** न. ( ,, ,, त्व ) વિશેષપણું.

**विशेषधर्म** पु. ( विशेषश्चासौ धर्मश्च ) વિશેષ ધર્મ–ખાસધર્મ.

**विशेषलक्षण** न. ( विशेषश्च तत् लक्षणञ्च ) વિશેષ લક્ષણ–ખાસ ધર્મ.

**विशेषविधि** पु. ( विशेषे विधिः ) વિશેષવિધાન–ખાસ વિધિ.

**विशेषित** त्रि. ( वि+शिष्+णिच्+क्त ) વિશેષકરેલ, ભેદપાડેલ, વિશેષણ યુક્ત કરેલ.

**विशेषोक्ति** स्त्री. ( विशेषेण उक्तिः ) તે નામનો એક અર્થાલંકાર.

**विशेष्य** त्रि. ( विशिष्यते गुणादिभिः, वि+शिष्+ण्यत् ) ગુણવિગેરેથી ભેદ્યપદાર્થ, ધર્મી, જેને વિશેષણ લાગ્યું હોય તે.

**विशेष्यासिद्ध** पु. સ્વરૂપાસિદ્ધ નામનો એક હેત્વાભાસ.

**विशोक** पु. ( विगतः शोकः यस्मात् यस्य वा ) આસો પાલવનું ઝાડ

**विशोक** त्रि. ( ,, ,, ) શોકવિનાનું, શોકરહિત,

**विशोका** स्त्री ( विशोक+स्त्रियां टाप् ) યોગશાસ્ત્રોક્ત એક ચિત્તવૃત્તિ.

**विशोधन** न. ( विशुध्+भावे ल्युट् ) શુદ્ધ કરવું, પવિત્ર કરવું, સ્વચ્છકરવું, શોધવું.

**विशोधन** त्रि. ( वि+शुध्+ल्यु ) શુદ્ધકરનાર, પવિત્ર કરનાર, સ્વચ્છ કરનાર, શોધનાર.

**विशोधनी** स्त्री. ( विशुध्यतेऽनया, शुध्+ल्युट्+ङीप् ) નેપાળો.

**विशोधित** त्रि. ( वि+शुध्+कर्मणि क्त ) શુદ્ધકરેલ, શોધેલ, પવિત્રકરેલ, સ્વચ્છકરેલ.

**विशोधिन्** त्रि. ( वि+शुध्+णिच्+णिनि ) શુદ્ધ કરનાર, પવિત્ર કરનાર, સ્વચ્છકરનાર, શોધનાર.

**विशोधिनी** स्त्री. ( विशोधिन्+स्त्रियां ङीप् ) नागदन्ती શબ્દ જુઓ.

**विश्न** पु. ( विश्–दीप्तौ+भावे नङ् ) દીપ્તિ, પ્રકાશ, શોભા, કાન્તિ.

**विश्रणन** न. ( वि+श्रण्+णिच्+ल्युट् न दीर्घः ) દાન, દેવું, આપવું.

**विश्रब्ध** त्रि. ( वि+श्रम्भ्+क्त ) વિશ્વાસ, વિશ્વાસ પામેલ, શાન્ત, ઉદ્ધત નહિ તે, ગાઢ.

**विश्रम** पु. ( वि+श्रम्+घञ्, न वृद्धिः ) વિરામ, વીસામો લેવો, આરામ.

**विश्रमित** त्रि. ( वि+श्रम्+क्त ) અત્યન્ત થાકેલ, વિસામો લીધેલ.

**विश्रम्भ** पु. ( वि+ श्रम्भ्+अच् ) વિશ્વાસ, પ્રેમ, સ્નેહ, ક્રીડા, કલહ, વધ, મારીનાંખવું.
"विश्रम्भादुरसि निपत्य लब्धनिद्राम्" उत्तररामचरिते.

**विश्रय** पु. ( वि+श्रि+अच् ) આશ્રય.

**विश्राणन** न. ( वि+श्रि+णिच्+ल्युट् वा वृद्धिः ) દાન, દેવું, આપવું.

**विश्राणित** त्रि. ( वि+श्रण्+क्त दीर्घः) દીધેલ,આપેલ.
"निःशेषविश्राणितकोशजातम्"–रघुवंशे

**विश्रान्त** त्रि. ( वि+श्रम्+क्त दीर्घः ) વિસામો પામેલું, શાન્ત.

**विश्रान्ति** स्त्री. (वि+श्रम्+क्तिन् दीर्घः) વીસામો લેવો, આરામ.

**विश्राम** पु. ( वि+श्रम्+घञ् ) વિરામ, વીસામો લેવો, આરામ.

**विश्राव** पु. ( वि+श्रु+घञ् ) પ્રસિદ્ધિ, ખ્યાતિ.

**विश्रुत** त्रि. ( वि+श्रु+कर्मणि क्त ) વિખ્યાત, પ્રસિદ્ધ, વિશેષ સાંભળેલ.

**विश्रुति** स्त्री. ( वि+श्रु+भावे क्तिन् ) વિશેષ સાંભળવું, પ્રખ્યાતિ, પ્રસિદ્ધિ.

**विश्लथ** त्रि. ( वि+श्लथ्+अच् ) શિથિલ, નિર્બળ, ઢીલું

**विश्वास** पु. ( वि+श्वस्+घञ् ) વિશ્વાસ, શ્રદ્ધા.
**विश्वासकारण** न. ( विश्वासस्य कारणम् ) વિશ્વાસનું કારણ.
**विश्वासकृत्** त्रि. ( विश्वासं करोति, कृ+क्विप्+तुक् च ) વિશ્વાસ કરનાર.
**विश्वासघात** पु. (विश्वासस्य घातः) વિશ્વાસનો ઘાત.
**विश्वासघातक** त्रि. ( विश्वासं हन्ति, हन्+ण्वुल् ) વિશ્વાસઘાત કરનાર, કપટી.
**विश्वासघातिन्** त्रि. ( विश्वासस्य घाती ) ઉપર પ્રમાણે.
**विश्वासभङ्ग** पु. ( विश्वासस्य भङ्गः ) વિશ્વાસનો નાશ.
**विश्वासस्थान** न. ( विश्वासस्य स्थानम् ) વિશ્વાસનું ઘર.
**विश्वेदेव** पु. ब. व. ( विश्वे दीव्यन्ति ) તે નામના એક શ્રાદ્ધદેવ.
**विश्वेदेव** पु. અગ્નિ, ચિત્રાનું ઝાડ.
**विश्वेश** पु. ( विश्वस्य ईशः ) શિવ, પરમેશ્વર.
**विश्वेश्वर** पु. ( विश्वस्य ईश्वरः ) કાશીમાં આવેલું એક મહાદેવનું લીંગ-પીંડી.
**विश्वौषध** न. ( विश्वेषु रोगेषु औषधम् ) શુંઠ.
**विष्** ( जुहो० उभ. सक. अनिट् वेवेष्टि-वेविष्टे ) વ્યાપવું.
**विष्** ( क्रया. प. अ. अनिट् विष्णाति ) વિયોગી થવું, જુદા પડવું, છુટા થવું.
**विष्** ( भ्वा. प. स अनिट् वेषति ) સીંચવું, છાંટવું.
**विष्** स्त्री. ( विष्+क्विप् ) વિષ્ય, કન્યા.
**विष** न. ( विष्-सेचने+क ) પાણી, પદ્મકેસર, ગંધરસ-બોલ, વચ્છનાગ, ઝેર.
**विष** पु. न ( विष्+क ) હરકોઈ ઝેર.
**विष** पु. ( ,, ,, ) કમળનો દાંડલો.
**विषकण्टकिनी** स्त्री. ( विषयुक्तं कण्टकमस्याः, इनि+ ङीप् ) એક જાતનો વેલો.
**विषकण्ठ** पु. ( विषं कण्ठे यस्य ) શિવ.
**विषघ्ना** स्त्री. ( विषं हन्ति, हन्+ट निपा० कुत्वघ-टाप् ) ગળો.
**विषघातिन्** पु. ( विषं हन्ति, हन्+णिनि ) શિરીષ વૃક્ષ.
**विषघातिन्** त्रि. ( ,, ,, ) ઝેરનો નાશ કરનાર.
**विषघ्न** पु. ( विषं हन्ति, हन्+टक् ) શિરીષ વૃક્ષ, જવાસો, બહેડાનું ઝાડ, ચંપાનું ઝાડ.
**विषघ्न** त्रि. (विषं हन्ति, हन्+टक्) ઝેરનો નાશ કરનાર.
**विषघ्नी** स्त्री. ( विषं हन्ति, हन्+टक्+ङीप् ) હીલમોચિકા, ઇંદરવરણી, ભોંયઆંબલી, હળદર, લાલ સાટોડી, મહાકરંજ વૃક્ષ.
**विषजिह्व** पु. ( विषयुक्ता जिह्वेव पत्रमस्य ) દેવતાડ વૃક્ષ.
**विषजुष्ट** त्रि. ( विष+जुष्+क्त ) ઝેર ખાધેલ, ઝેર સેવેલ.
**विषज्वर** पु. ( विषमिव प्राणहन्ता ज्वरो यस्य ) પાડો.
**विषज्वरी** स्त्री. ( विषज्वर+स्त्रियां जाति. ङीष् ) ભેંસ.
**विषण्ड** न. ( विशेषेण पण्डम् ) કમળનો દાંડલો.
**विषण्ण** त्रि. ( वि+सद्+क्त ) કંટાળો પામેલ, નાઉમેદ થયેલ, ખેદયુક્ત.
**विषण्णमुख** त्रि. ( विषण्णं मुखं यस्य ) ખેદ પામેલા મુખવાળું, કંટાળેલા મુખવાળું.
**विषण्णवदन** त्रि. ( विषण्णं वदनं यस्य ) જેનું મોં દીલગીરીને લીધે ઉતરી ગયું હોય તે.
**विषण्णता** स्त्री. ( विषण्णस्य भावः तल्+टाप्) ખેદ, કંટાળો.
**विषण्णत्व** न. ( विषण्णस्य भावः त्व ) ઉપર પ્રમાણે.
**विषण्णास्य** त्रि. ( विषण्णं आस्यं यस्य ) ખેદ પામેલા મુખવાળું.
**विषतिन्दु** पु. ( विषयुक्तः तिन्दुः ) કારસ્કર વૃક્ષ, કિંપાક વૃક્ષ, ખરાબ પિલુનું ઝાડ.
**विषद** पु. ( विषं हालाहलं जलं वा ददाति, दा+क ) મેઘ, મોથ, ધોળો રંગ.
**विषद** त्रि. (विषं हालाहलं ददाति, दा+क) ઝેર આપનાર, ધોળા રંગવાળું.
**विषद** न. ( वि+पद्+अच् ) મોરથુથુ.
**विषदंष्ट्रा** स्त्री. ( विषयुक्ता दंष्ट्रा ) સર્પની દાઢ, ઝેરી દાઢ, એક જાતનો વેલો.
**विषदन्तक** पु. ( विषं दन्ते यस्य, कप् ) સર્પ.
**विषदन्तकी** स्त्री. ( विषदन्तक+स्त्रियां जाति. ङीप्) સાપણ.
**विषदर्शनमृत्युक** पु. ( विषस्य दर्शनेन मृत्युरस्य, कप् ) ચકોર પક્ષી.
**विषदर्शनमृत्युकी** स्त्री. ( विषदर्शनमृत्युक+स्त्रियां जाति. ङीप् ) ચકોર પક્ષિણી.

**विश्वनाथ** पु. ( विश्वेषां नाथः ) પરમેશ્વર, શિવ.

**विश्वपर्णी** स्त्री. ( विश्वतः पर्णान्यस्याः ) ભોંયઆંબલી.

**विश्वपा** पु. ( विश्वं पाति, पा+विच् ) સૂર્ય, ચન્દ્ર, અગ્નિ, આકડાનું ઝાડ, કપૂર, ચિત્રાનું ઝાડ, પરમેશ્વર.

**विश्वपा** त्रि. ( विश्वं पाति, पा+विच् ) જગતનું રક્ષણ કરનાર.

**विश्वप्सन्** पु. ( विश्वं प्साति भक्षति प्सा+कनिन् ) સર્વ-ભક્ષક અગ્નિ, ચન્દ્ર, દેવ, વિશ્વકર્મા, પૃથ્વી, સૂર્ય, ચિત્રાનું ઝાડ, કપૂર, આકડાનું ઝાડ.

**विश्वभुज्** त्रि. ( विश्वं भुङ्क्ते,भुज्+क्विप् ) જગત્‌ભક્ષક, સમગ્ર ખાઇ જનાર.

**विश्वभू** पु. એક બુદ્ધ વિશેષ.

**विश्वभेषज** न. ( विश्वेषां भेषजम् ) સુંઠ.

**विश्वमदा** स्त्री. ( विश्वस्य मदो यस्याः ) અગ્નિની એક જીભ.

**विश्वम्भर** पु. (विश्वं बिभर्त्ति, भृ+अच्+मुम् च) ભગવાન જીનેશ્વર, વિષ્ણુ, શિવ, બ્રહ્મા, ઇન્દ્ર.

**विश्वंभरा** स्त्री. ( विश्वं बिभर्त्ति, भृ+अच्+मुम्+टाप् ) પૃથ્વી.

**विश्वयु** पु. વાયુ.

**विश्वराज्** पु. ( विश्वेषु राजते, राज्+क्विप् ) જગતનો રાજા, પરમેશ્વર.

**विश्वरूप** पु. ( विश्वमेव रूपं यस्य ) જીનદેવ,પરમેશ્વર.

**विश्वरूपक** न. ( विश्वं रूपं यस्य, कप् ) કાલાગુરૂ ચંદન,

**विश्वरेतस्** पु. ( विश्वं रेतः शक्तिर्यस्य ) બ્રહ્મા.

**विश्वरोचन** पु. ( विश्वान् रोचयति, रुच्+णिच्+ल्यु ) એક જાતનું શાક.

**विश्वविधायिन्** पु. ( विश्वं विधत्ते, वि+धा+णिनि ) જગતનો કર્તા.

**विश्ववेदस्** पु. (विश्वं वेत्ति विश्व+विद्+कसुन्) ઇન્દ્રાદિ દેવ.

**विश्वव्याप्ति** स्त्री. ( विश्व+वि+आप्+क्तिन् ) જગતમાં વ્યાપવું, સમગ્ર સ્થળે વ્યાપવું.

**विश्वसन** न. ( वि+श्वस्+ल्युट् ) વિશ્વાસ, ભરોસો.

**विश्वसह** त्रि. ( विश्व+सह्+अच् ) સઘળું સહન કરનાર.

**विश्वसहा** स्त्री. ( विश्व+सह्+अच्+टाप् ) પૃથ્વી.

**विश्वसार** न. ( विश्वेषां सारम् ) તે નામે એક તંત્ર.

**विश्वसारक** पु. ( विश्वसार+संज्ञायां कन् ) તે નામે એક વૃક્ષ.

**विश्वसित** त्रि. ( वि+श्वस्+क्त+इडागमः ) વિશ્વાસ પામેલ.

**विश्वसृज्** पु. ( विश्वं सृजति सृज्+क्विप् ) બ્રહ્મા, જગતનો કર્તા.

**विश्वसेनराज्** पु. સોળમા જૈન તીર્થંકર શાંતિ-નાથના પિતા.

**विश्वस्त** त्रि. ( वि+श्वस्+क्त ) વિશ્વાસ પામેલ.

**विश्वस्ता** स्त्री. ( वि+श्वस्+क्त+टाप् ) વિધવા સ્ત્રી.

**विश्वस्था** स्त्री. ( विश्वतः तिष्ठति, स्था+क+टाप् ) શતા-વરી વનસ્પતિ.

**विश्वस्रष्टृ** पु. ( विश्वस्य स्रष्टा ) જગત્ કર્તા, બ્રહ્મા.

**विश्वा** स्त्री. ( विश्+क्वन्+स्त्रियां टाप् ) શુંઠ, સતાવરી, દક્ષની એક કન્યા, અતિવિષની કળી, વીસ પળ બરોબર વજન.

**विश्वाची** स्त्री. ( विश्व+अञ्च्+क्विप्+ङीप् ) તે નામની એક અપ્સરા.

**विश्वात्मन्** पु. (विश्वमेव आत्मा यस्य विश्वस्य आत्मा वा ) પરમેશ્વર, વિષ્ણુ.

**विश्वाधायस्** पु. (विश्व+आङ्+धा+असुन् णित्त्व पूर्व दीर्घः ) દેવ.

**विश्वानर** पु. અગ્નિજનક એક વિપ્ર.

**विश्वामित्र** पु. ( विश्वमेव मित्रं यस्य पूर्वपददीर्घः ) ગાધિપુત્ર બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર.

ગન્ધ–એ ઇન્દ્રિયોના વિષય, દેશ, ભોગસાધન, વીર્ય, પારો, પતિ, નિત્યસેવિત, અવ્યક્ત, ઉપભોગ કરવા યોગ્ય કોઈ વસ્તુ, નિયામક, આરોપાશ્રય.

**विषयकर्मन्** न. ( विषयस्य कर्म ) વિષયનું કામ.

**विषयकाम** त्रि. ( विषयं कामयते, कम्+णिच्+अच् ) વિષયની ઇચ્છાવાળું.

**विषयकाम** पु. ( विषयस्य कामः ) વિષયની ઇચ્છા.

**विषयग्राम** पु. ( विषयस्य ग्रामः ) વિષયોનો સમૂહ, દેશોનો સમૂહ.

**विषयज्ञान** न. ( विषयानां ज्ञानम् ) વિષયોનું જ્ઞાન.

**विषयाज्ञान** न. ( विषयानां न ज्ञानं यत्र ) તન્દ્રા.

**विषयात्मक** त्रि. ( विषय आत्मा स्वरूपं यस्य कप् ) વિષયરૂપ આત્માવાળું, વિષયી.

**विषयायिन्** पु. ( विषये अयति, अय्+णिनि ) રાજા, કામદેવ, જ્ઞાનેન્દ્રિય, વિષયી પુરુષ.

**विषयायिन्** न. જ્ઞાન, ઇન્દ્રિય.

**विषयासक्त** त्रि ( विषये आसक्तः ) વિષયમાં આસક્ત, કામી, વિષયી.

**विषयिता** स्त्री. ( विषयिनः भावः, तल्+टाप् ) વિષયીપણું, જ્ઞાનનિષ્ઠ વિષય નિરૂપિત એક પદાર્થ, સ્વરૂપ સંબન્ધ.

**विषयित्व** न. ( विषयिनः भावः त्व ) વિષયીપણું.

**विषयिन्** न. ( विषयोऽस्त्यस्य इनि ) જ્ઞાન, ઇન્દ્રિય.

**विषयिन्** त्रि. ( ,, ,, ) વિષયમાં આસક્ત.

**विषयोपसेवन** न. ( विषयानां उपसेवनम् ) વિષયોનું સેવન.

**विषयोपसेवा** स्त्री. ( विषयस्य उपसेवा ) વિષયનું સેવન.

**विषरूप** त्रि. ( विष इव रूपं यस्य ) ઝેરજેવું, ઝેરરૂપ

**विषरूपा** स्त्री. ( विषं मूषिकविषं रूपयति, रूप्+क+टाप् ) અતિવિષની કળી.

**विषल** न. ( विष्+अस्त्यर्थे लच् ) ઝેર, વિષ

**विषलता** स्त्री. ( विषस्य लता ) ઇન્દ્ર વારુણી.

**विषलता** स्त्री ( विषलस्य भावः तल्+टाप् ) ઝેરપણું.

**विषलत्व** न ( विषलस्य भावः तल्+टाप् ) ઝેરપણું.

**विषविद्या** स्त्री. ( विषाय तन्निवृत्तये विद्या ) ઝેરનો નાશ કરનાર મંત્રાદિનું જ્ઞાન.

**विषविधि** पु. એક જાતનું દિવ્ય પણ–સોગન્દ.

**विषवेग** पु. ( विषस्य वेगः ) ઝેરનો વેગ.

**विषवैद्य** पु. ( विषविनाशको विषापहारे वा वैद्यः ) ઝેરનો નાશ કરનાર વૈદ્ય, મન્ત્રાદિથી ઝેર ઉતારનાર–ગારુડી.

**विषशालूक** पु. ( विषस्य मृणालस्य शालूकः ) પદ્મકન્દ.

**विषशूक** पु. ( विष शूके इव ) ભમરો.

**विषशृङ्गिन्** पु. ( विषं शृङ्गमिवास्त्यस्य ) ભમરો.

**विषसूचक** पु. ( विषं सूचकं हिंसकमस्य ) ચકોરપક્ષી.

**विषसूचकी** स्त्री. ( विषसूचक+स्त्रियां जाति. ङीप् ) ચકોર પક્ષિણી.

**विषसृक्कन्** पु. ( विषं सृक्केव यस्य ) ભમરો.

**विषघ्न** त्रि ( विषं हन्ति, हन्+टक् ) ઝેરનો નાશ કરનાર.

**विषहन्तृ** त्रि. ( विषं हन्ति, हन्+तृच् ) ઝેરનો નાશ કરનાર.

**विषहन्त्री** स्त्री. ( विषं हन्ति, हन्+तृच्+ङीप् ) નીલા પરાજિતા વનસ્પતિ.

**विषहर** त्रि. ( हरति हृ+अच् , विषस्य हरः ) ઝેર દૂર કરનાર ગારુડી વિગેરે.

**विषहरी** स्त्री. ( विषं हरति, हृ+अच्+ङीप् ) મનસા-દેવી, ઝેર ઉતારનારી એક વિદ્યા.

**विषहा** स्त्री. ( विषं हन्ति, हन्+ड+टाप् ) દેવદાલીનો વેલો.

**विषहृदय** त्रि. ( विषतुल्यं हृदयं यस्य ) ઝેરી હૃદય-વાળું.

**विषा** स्त्री. ( विषं मूषिकविषं नाश्यत्वेनास्त्यस्याः, अच्+टाप् ) અતિવિષની કળી, બુદ્ધિ.

**विषाङ्कुर** पु. ( विषस्य अङ्कुरः ) ભાલો.

**विषाण** न. ( विष्–वा. कानच् ) શીંગડું, હાથીદાંત, કુષ્ઠ–કઠ ઔષધિ, ડુક્કરનો દાંત, ભુંડનું દાતરડું. "साहित्यसंगीतकलाविहिनः । साक्षात् पशुपुच्छविषाणहीनः" "भर्तृहरिः

**विषाणिका** स्त्री. ( विषाणमस्त्यस्याः, टन्+टाप् ) મેઢા-શીંગી, કાકડાશીંગ, આવર્તકી, સાતલા.

**विषाणिन्** पु. ( विषाणमस्त्यस्य इनि ) બળદ, હાથી, ડુક્કર, પશુ, શિંગોડું, ઋષભ ઔષધિ.

